## 'ગુજરાતી' પ્રેસમાંથી પ્રકટ થયેલાં પુસ્તકો

| પુસ્તકનું નામ | કિમ્મત |
|---|---|
| **સસ્તું સાહિત્ય-"ગુજરાતી"ના ગ્રાહકોને જ** | |
| ૧ જૂનું નર્મગદ્ય-વધારા ને કવિની છબી સાથે... | ૧- ૪-૦ |
| ૨ ગુજરાત સર્વસંગ્રહ-કવિ નર્મદનો રચેલો અને સરકારે છપાવેલો ... ... ... | ૧- ૦-૦ |
| ૩ દેશવ્યવહારવ્યવસ્થા-કવિ નર્મદનો ન છપાયલો અર્થશાસ્ત્રનો ઉત્તમ ગ્રંથ ... ... | ૦-૧૪-૦ |
| ૪ ધર્મવિચાર-અદ્વિતીય નિબંધોનો સંગ્રહ ... | ૧- ૪-૦ |
| ૫ નર્મકવિતા ... ... ... ... | ૦- ૨-૦ |
| ૬ નર્મકવિતા ... ... ... ... | ૦- ૧-૦ |
| ૭ રામજાનકીદર્શન-(નાટક) ... ... | ૦- ૬-૦ |
| ૮ સારશાકુન્તલ (નાટક) ... ... ... | ૦- ૪-૦ |
| ૯ બાળકૃષ્ણવિજય (નાટક) ... ... | ૦- ૪-૦ |
| ૧૦ ગંગા-ગુર્જર વાર્તા (શિવાજીની સુરતની લૂટ)... | ૦- ૮-૦ |
| ૧૧ ઘાસીરામ કોટવાલ-પેશ્વાના વખતની બહુ રમુજી, ચાનક અને જ્ઞાન આપનારી વાર્તા ... | ૦- ૪-૦ |
| ૧૨ વેદોક્તધર્મપ્રકાશ-વિષ્ણુબાવા બ્રહ્મચારીકૃત. એ ગ્રંથમાં ધર્મના ઘણા ગૂઢ વિષયોના સાદી ભાષામાં એવા સચોટ ખુલાસા આપ્યા છે કે, જેવા બીજે સ્થળે ભાગ્યે જ વાંચવામાં આવશે. | ૦-૧૪-૦ |
| ૧૩ ધાતુસંગ્રહ-ટેલર અને વ્રજલાલ શાસ્ત્રીનો રચેલો અને સરકારે છપાવેલો... ... ... | ૦- ૬-૦ |
| ૧૪ એમ. એ. બનાકે ક્યોં મેરી મીટ્ટી ખરાબ કી | ૧- ૦-૦ |
| ૧૫ આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા... | ૧- ૦-૦ |
| ૧૬ વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ ... | ૧- ૦-૦ |
| ૧૭ ભાગવત એકાદશસ્કંધ-મૂળ-ભાષાંતર-ચિત્ર સહિત પાકું પુઠું-સુંદર કાગળ ... ... | ૦- ૬-૦ |

# વૈદક વિલાસ

સંગ્રહકર્તા
છગનલાલ વિદ્યારામ રાવળ

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેસાઇએ છાપી પ્રકટ કીધું.
સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ, મુંબઈ.

ઈ. સ. ૧૯૧૫ વિ. સંવત્ ૧૯૭૧

કિંમત રૂ. ૦-૮-૦

# પ્રસ્તાવના



આપણા દેશમાં પ્રાચીન કાળથી વૈદકશાસ્ત્રથી લોકો સંપૂર્ણ રીતે માહિતગાર છે, અને તેથી જૂના વખતના ઋષિમુનિઓએ તેમ અન્ય જાતિના લોકોએ તેના સંસ્કૃત ભાષામાં ઘણા ગ્રન્થો રચ્યા છે, ને તેમાંથી કેટલાકનાં ગુજરાતીમાં ભાષાંતર પણ થઈ ગયાં છે, અને થાય છે; તેથી જનસમૂહને તેનાથી અનેક લાભ થયા છે. આવા ગ્રન્થોથી અનેક જનનાં અનેક પ્રકારનાં દર્દ મટવાથી અથવા નરમ પડવાથી લોકો સુખી અને નીરોગી બને છે.

જૂનાં હાથનાં લખેલાં પ્રાચીન કાવ્યોનો શોધ કરતાં શુકલતીર્થના અધ્યારુ આશારામ નાગેશ્વરને ઘેરથી વૈદકનાં લખેલાં બે ત્રણ પુસ્તકો હાથ આવ્યાં; તેમાંની દવાઓ વિષે એક બીજા વૈદને વાંચી સંભળાવતાં તેમણે તેના ખરાપણા માટે પોતાનો અનુભવ બતાવ્યો. તપાસ કરતાં માલમ પડ્યું કે, આશારામના કુટુંબમાં વલ્લભરામ નિત્યારામ અધ્યારુ નામના એક પ્રખ્યાત વૈદ્ય થયા હતા. તેમણે ઘણા સંસ્કૃત ગ્રન્થો ઉપરથી અનુભવ કરી તેનો આ ગુજરાતી ભાષામાં સાર લખેલો છે.

આ બંને પુસ્તકોમાં આસરે ચારસો એક દવાઓ લખેલી હતી. તેમાં વૈદ્ય વલ્લભ નામના સંસ્કૃત ભાષાના ગ્રન્થનું ગુજરાતી લખેલું ભાષાંતર મળતાં ઉમેરો કરવામાં આવ્યો છે. તેની સાથે બીજાં કેટલાંક કાવ્યોનાં લખેલાં પુસ્તકોને છેડે દવાઓ લખેલી, તેમાંથી પણ કેટલોક ભાગ લેવામાં આવ્યો છે. વળી તે વિના નર્મદા પરિક્રમા કરનારા સાધુ સંતોને પૂછીને કેટલીક દવાઓ લખી લીધેલી, તે પણ ઉમેરી છે. એકન્દર રીતે આ પુસ્તક કોઈ પણ અમુક ગ્રન્થનું ભાષાંતર ન હોતાં તેમાં જૂદા જૂદા પુસ્તકોનો કાઢેલો સાર આપવામાં આવ્યો છે.

વૈદકનો વિષય ઘણો ગહન છે, અને તેમાં પણ બીજા વિષયો પેઠે બુદ્ધિ અને તર્કનો ઉપયોગ કરવો પડે છે; તે વિના એ ધંધામાં પણ યશ મળતો નથી.

આ વિષયમાં વૈદ્યો, દેશ, કાળ, વય, અને શરીરનો બાંધો ને જાતિ જોઇને દવાઓ આપતા હોવાથી કેટલાક સંસ્કૃત ગ્રન્થોમાં દવાનાં માપ લખેલાં હોતાં નથી. દવાનું માપ–વજન–કેટલું રાખવું, તે કામ વૈદ્યની બુદ્ધિપર રાખેલું હોય છે,

કેમકે કોઈ દેશનું હવા માન ઠંડું હોય છે તો કોઇનું ગરમ હોય છે. જો વૈદ્ય આ બીના લક્ષમાં ન રાખી દવા કરે તો તેથી વખતે વિપરીત પરિણામ આવે, અથવા તો દવા ગુણ ન કરે. કાળ પણ જોવાની જરૂર છે. જે દવા શિયાળામાં જેટલો ગુણ કરે, તેટલો ઉનાળામાં ન કરે. વળી જે દવા આ બંને ઋતુમાં જેટલો ગુણ કરે, તેટલો ગુણ ચોમાસામાં ન જ કરે. કેમકે ચોમાસાની ઋતુમાં દેશની હવા જૂદી જ રહે છે. દવા આપતી વખત–વય–ઉમર પણ જો ન જુએ તો તેથી તો ઘણું જ નુકસાન થાય. પંદર વર્ષના માણસ કરતાં ચાલીશ વર્ષના માણસને આપવાની દવાનું વજન જૂદું હોય, એ દેખીતું છે. તેની સાથે એક સરખી ઉમરના માણસમાંથી એકના શરીરનો બાંધો મજબૂત હોય, ને બીજો નબળા શરીરનો હોય, તો તેમને પણ એક સરખી દવા આપી શકાતી નથી. જો તે વિષેનો વિચાર ન કરે ને દવા આપે તો નબળા બાંધાવાળા માણસને દવા વધારે પડે, તેમ સબળા બાંધાવાળાને તેટલા માપની દવાથી ગુણ ન લાગે, અથવા બહુ દિવસે લાગે. વળી આ ધંધામાં જાતિ પણ જોવા માટે વૈદ્ય લોકો કહે છે. જેમ એક અરણ્યવાસી, અથવા ગામડાના ખેડુતને જેટલી દવા અપાય, તેટલી જ દવા શહેરના એક બ્રાહ્મણ અથવા વાણિયાને આપી શકાતી નથી. કારણ કે બંનેના ખોરાકમાં તેમ શરીરના બાંધામાં મૂળથી જ ફેર હોય છે. આવાં આવાં કેટલાંક કારણોથી આ પુસ્તકમાં પણ કેટલીક જગોએ દવાનું વજન જણાવેલું નથી.

જેમ બીજાં શાસ્ત્રો ગુરુમુખે શીખી અનુભવ મેળવવો પડે છે તેવું અને તેના કરતાં પણ અધિક વિચારવા જેવું આ શાસ્ત્ર છે. માટે કોઈ પણ બંધુ, કે બહેનને દવા કરતાં પહેલાં તે વિષે કોઈ બાહોશ વૈદ્યની સલાહ લેવાની જરૂર લાગે તો લેવી. જો તેમ કરવામાં દુર્લક્ષ રાખશે તો વખતે માઠાં પરિણામ આવવાનો સંભવ છે.

કાષ્ઠાદિ ઔષધમાં કરી–ચરી–પરહેજ પાળવાની બહુ હોતી નથી, પણ તે વિનાની બીજી બધી દવામાં પરહેજ રાખવાની જરૂર છે. તે જેનાથી ન બને, તેમણે તેવી દવાઓ વાપરવી જ નહિ એ જ ઉત્તમ રસ્તો છે. મનના અદૃઢ-પણાથી આવી દવાઓ ખાધા પછી કરી ન પાળવાથી ઘણા માણસો હેરાન થતા જોવામાં આવ્યા છે.

લેખક જાતે વૈદ્ય નથી, તેમ વૈદકનો ધંધો કરતો નથી. જૂદાં જૂદાં હસ્તલિખિત પુસ્તકોમાંથી ઉપયોગી દવાઓ જાણી તેણે આ સંગ્રહ કરેલો છે. ને તે લોકને અનુકૂળ આવશે, તેમ ધારીને આ પુસ્તક લખ્યું છે. તેમ છતાં પણ કોઈ પણ દવાનો ઉપયોગ કરતાં પહેલાં તેના માટે બહુ વિચાર કરી જોવાની જરૂર છે.

હાલમાં સુંઠને કાંકરે ગાંધી થઈ બેઠેલા પેઠે, આવાં પુસ્તકો વાંચી ઘણાં માણસો વૈદ્ય થઈ બેઠેલા જોવામાં આવે છે. પણ કેટલીકવાર તેવા વૈદ્યોથી લોકોને ફાયદો થતો નથી, પણ ઉલટું નુકસાન થાય છે. ગુરુપાસે વૈદકના પ્રખ્યાત ગ્રન્થો ભણી, તેમની પાસે ઘણી મુદ્દત રહી, દવાઓનો જાતિ અનુભવ મેળવ્યા પછી પણ ઘણાક વૈદ્યોને દર્દીને દવા આપતાં ઘણો વિચાર કરવો પડે છે. તો પછી આવાં પુસ્તકો વાંચી ઝટ દવા કરવા મંડી જવું ને વૈદરાજ થઈ બેસવું, એ ઠીક નથી. બીજા કોઈ પણ ધંધા આ પ્રમાણે થતા નથી, તો આ વૈદ્યનો ધંધો કેમ કરી થઈ શકે, તે વિચારવાનું છે.

ત્યારે કોઈ બંધુ કહેશે, કે આ પુસ્તકનો ઉપયોગ શો? હમારે પૈસા ખરચી તેને શા માટે લેવું જોઈએ? તેનો ઉત્તર એટલો જ છે, કે આ પુસ્તકમાં પણ કેટલીક દવાઓ ઘણી ઉપયોગી છે, તેમ તેમાંનો ઘણોક ભાગ કાષ્ઠાદિ એટલે વનસ્પતિનો છે, એટલે તે જો બરોબર રીતે કરે તો ગુણ આપે તેમ છે. વળી તેમાંથી કેટલીક દવાઓ અજમાવેલી છે. આવી સાધારણ દવાઓ કરતાં જે ફાયદો થાય, તેના પ્રમાણમાં આ પુસ્તક માટે ખર્ચેલા પૈસા વિશેષ નથી.

પોષ શુદી એકમ ૧૯૭૧<br>નાંદોદ } સંગ્રહકર્તા

# વૈદક વિષે કેટલીક સામાન્ય સૂચનાઓ



૧ બનતાં સુધી કોઈ પણ વાર રસાયણ એટલે મારેલી ધાતુનો ઉપયોગ કરવો નહિ. કહેવત છે, કે "જે ખાય રસાણુ (રસાયણ), તે જાય મશાણુ."

૨ કેમકે રસાયણ એટલે માત્રાઓ, દર્દીને જેટલો ફાયદો કરે છે, તેના કરતાં કરી–ચરી–પરહેજી–બરોબર ન પળાય તો બમણું નુકસાન થાય છે. હાલના વખતમાં સખ્ત પરહેજી પાળનારા માણસો બહુ જોવામાં આવતા નથી, તેમાં ગામડાના લોકો તો આ વિષે છેક બેકાળજીવાળા જણાયા છે.

૩ તેમ છતાં કોઈવાર માત્રા ખાવાનો પ્રસંગ આવે, તો તે કોઈ વૃદ્ધ, અનુભવી, નિર્લોભી ને ગુરુમુખે વૈદકશાસ્ત્ર શીખેલા ને જાણીતા વૈદ્ય પાસેથી ખાવી. તે ખાતા પહેલાં નીચે પ્રમાણે તે માત્રાની પરીક્ષા કરી લેવી.

અ માત્રા બરોબર મરાઈ છે કે કાચી છે, તે જોવામાટે તેને લાકડાના દેવતાના અંગારા ઉપર થોડી નાંખી જોવી. જો તે બરોબર રીતે મારેલી હશે તો તેમાંથી જરા પણ ધુમાડો નીકળશે નહિ. ધુમાડો નીકળે તો તેને કાચી જાણી નાંખી દેવી. તેના ખરચ તથા લીધેલી મહેનત સામું જોવું નહિ.

બ એક પ્યાલામાં પાણી ભરી તેની અંદર થોડીક માત્રા નાંખી ઉપર આસ્તેથી ઘહું, કે ચોખા મૂકવા. જો ખરી માત્રા હશે તો આ દાણા પાણીમાં ન ડૂબી જતાં ઉપર ઢગલી થઇને રહેશે.

૪ જ્યાં સુધી શરીર બરોબર ચાલતું હોય, ત્યાં સુધી વગર રોગે કોઇની પણ કોઈ જાતની દવા ખાવી નહિ. મતલબ, કે "ચાલતા બળદને આર ઘોંચવી નહિ." સાજા ધોતિયાપર થીગડું મારવું નહિ.

૫ ઝાડો, પેસાબ રોકવાં નહિ. દિવસમાં બે વાર નિયમસર દિશાએ જવાની ટેવ પાડવી. કહેવત છે કે, "યોગીનો એક, ને ભોગીના બે" એટલે

યોગી,–સાધુ–સંન્યાસી–વગેરે લોક સવારમાં એકવાર દિશાએ જાય છે, પણ સંસારી એટલે ભોગીએ સવાર સાંજ બે વાર જવું.

૬ "દિવસમાં બે વાર કરવું, મહિનામાં બે વાર કરવું ને વરસમાં બે વાર કરવું." આનો અર્થ એ છે કે, દિવસે બે વાર લોટે જવું, મહિનામાં બે વાર એકાદશીના ઉપવાસ કરવા, ને વરસમાં બે વાર, ઋતુ બદલાતી વખતે જુલાબ લેવા.

૭ હંમેશા ઠરાવેલા વખતે અને ઠરાવેલા વજન પ્રમાણે ખાવું, એટલે નિયમસર જમવું. વારંવાર અનિયમિત વખતે અને અનિયમિત માપનું ખાવાથી અન્નાશયને વિશ્રાન્તિ મળતી નથી, એટલું જ નહિ, પણ ખાધેલો ખોરાક બરોબર પાચન થઈ શકતો નથી. દાખલા તરીકે, એક શેર ભાત ચઢે તેવી તપેલીમાં દોઢ શેર ભાત ચઢાવ્યાથી કાચા રહે છે, તેથી ફરી પાણી છાંટી તેની ઉપર થાળીમાં અંગારા નાંખી ચઢાવવા પડે છે, તેમ ગજા ઉપરાંત ખાવાથી શરીરને ચેન પડતું નથી, ને જીવને અકળામણ થાય છે.* આ જ પ્રમાણે એક તપેલીમાં અર્ધશેર ખીચડી ઓર્યા પછી થોડી વારે પાશેર નાંખી હોય, ને વળી થોડી વારે ફરી અર્ધ શેર નાંખી હોય તો, તે ખીચડીની શી દશા થાય, તે વિચારી જોવું. પહેલો ભાગ ચઢીને બળી ગયો હશે, બીજો ભાગ બરોબર ચઢ્યો હશે, ને છેલ્લો ભાગ, કાચો હશે. આ જ પ્રમાણે ચકલાં પેઠે વારંવાર ખા, ખા, કરવાથી જઠરને જરા પણ વિસામો મળતો નથી. કેટલાંક બાળકો, આવી રીતે વર્તે છે, તેથી તેમનાં પેટ વધી જાય છે, તેમ વારંવાર દિશાએ જતાં જોવામાં આવે છે.

---

* ચાણોદની એક નાગરેણ દૂધપાક ને ખાંડનો લાડુ વધારે જમી આવી ને તેના દુઃખે પથારીમાં આમથી તેમ, ને તેમથી આમ, આળોટતી હતી, ને "હે કુબેરેશ્વર હાવે શું થશે! હે કુબેરેશ્વર હાવે શું થશે!" એમ વારંવાર વલોપાત કરતી હતી. તેની આવી દશા જોઈ તેના ત્યાં સ્ટેશનથી ઉતરી પાણી પીવા ગયેલા પાટીદાર લોકો તેને સુવાવડ આવવાની હશે, તેમ જાણી શરમાઇને બારણે બેઠા, ને પાણી આપનારને પૂછ્યું, કે ભાઈ, આ બ્હેન આમ કેમ કરે છે? ઉત્તર મળ્યો કે તે જમી આવ્યાં છે, તેથી અકળામણથી તેમ કરે છે. પેટમાં પાણીનો માગ ન હોવાથી બબે ચાર ચાર ટીપાં પાણી પીતી હતી!

૮ પેટમાં ત્રણ ભાગ ખોરાકના અને એક ભાગ પાણી માટે રાખવો, એટલે સહેજ–જરા–ભૂખ્યા રહેવું.

૯ વાસી ખોરાક ખાવો નહિ. શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ આ વિષે શ્રીકૃષ્ણ ભગવાને મના કરેલી છે. તેઓ પણ વાસી–ઉતરી ગયેલા–ખોરાકથી થતા ગેર-ફાયદાવિષે જાણીતા હતા.

૧૦ કહેવત છે, કે "અતિ ભોગ તે અતિ રોગ." ન્હાના પ્રકારનાં તીખાં તમતમતાં શાક, તેમ અનેક પ્રકારનાં સ્વાદિષ્ઠ ભોજન ખાવાથી રોગ પણ ન્હાના પ્રકારના થાય છે. પહેલાં તેલ, મરચું, ખટાઈ ને ગોળ વગેરે ખાવાનો ચાલ બહુ ઓછો હતો. હાલમાં જે બહેનો વૃદ્ધ છે, તેમની કરેલી રસોઈ જમીશું તો આ વાતની ખાતરી થશે. તેમના કરેલા શાકમાં તેલ, મરચું ઓછું હશે, તેમની રાંધેલી દાળમાં ગોળ નાંખેલો નહિ હોય, તેમ તે બહુ તીખી પણ નહિ હોય, હાલની સ્ત્રીઓમાંથી ઘણીક તો શાકમાં પાણી રેડવાનું નામ દેતી નથી, ને તેલમાં જ ચઢાવે છે. દાળ, કઢી, ને શાકમાં પણ ગોળ નાંખે છે. આ ચીજો વધારે માપથી ખાવાથી શરીરની તનદુરસ્તી બગડે છે. ઉત્તર હિન્દુસ્તાનમાં કહેવત છે, કે 'ગોળ ખાય ઘોડા ને તેલ ખાય જોડા'. તેઓ ગોળને બદલે ખાંડ, અને તેલને બદલે ઘી ખાય છે, તેમ મરચાંને ઠેકાણે કાળાં મરી ખાવાનો ચાલ છે. કદાપિ મરચાં ખાવાનો વખત આવે તો તેને ખૂબ બારીક વાટીને ખાય છે. તેમનું એવું માનવું છે કે, મરચાંના બિયાંથી શરીરને નુકસાન થાય છે. વળી યુરોપિયનો પણ મરચાં ને ખટાસ ખાતા જણાતા નથી. એક પાદરી પાણીમાં ચઢાવેલા દૂધીના શાકમાં કાળાં મરી ને મીઠું નાખીને ખાતો જોયો હતો. આપણા પ્રાન્તમાં તો આ ચીજો છૂટે હાથે વપરાય છે, તેમાં સુરત અને વડોદરા તરફના લોક વિશેષ ખાય છે, ચરોતર ને ગુજરાતના ઉત્તરના ભાગના તેમ કાઠિયાવાડી લોક મરચુ ને ખટાઈ કંઇક ઓછાં ખાય છે. વૈદકના નિયમ પ્રમાણે પણ આ વસ્તુઓ ઓછી ખવાય તો સારું. કેમકે ઘણા વૈદ્યો પરહેજી ઉપર આ ચીજો ન ખાવા માટે જણાવે છે.

આ તો ખાવા વિષે વાત કહી, પણ ભોગ શબ્દના અર્થમાં આહાર સાથે વિહારની વાત પણ આવી જાય છે. વિહાર પણ હમણા હમણા વધી

જતો જાય છે, ને તેથી પણ માણુસ નબળા પડતા જાય છે. ધાતુ એ શરીરનો રાજા છે, ને તેથી જ જૂનાં પુરાણોમાં અમોઘ વીર્યવાનની વારંવાર પ્રશંસા કરવામાં આવી છે. રાજા નહિ હોવાથી રાજ્યમાં જેમ અવ્યવસ્થા ચાલી અંધેર વધી જાય છે, તેમ શરીરનો રાજા જે ધાતુ, વીર્ય–તેનો નાશ થયે શરીરમાં અનેક પ્રકારના રોગ પેદા થઈ, માણુસને હેરાન કરે છે, અને આખરે શરીરનો નાશ થાય છે. આજથી ત્રીજી પેઢી ઉપરનાં સ્ત્રી પુરુષો, હાલના વખત જેટલાં વિહારી ન હતાં, ને તે જ કારણથી તેઓ દીર્ઘાયુષી અને બળવાન્ હતાં. આજે શહેર કે કસ્બામાં ફરવા જઇશું તો હાલનાં સ્ત્રી પુરુષોમાંથી ઘણો ભાગ નિસ્તેજ અને ફીકા ચહેરાનો જણાશે. તેમનો ખોરાક કમી હશે, તેની સાથે શારીરિક કામ કરતાં તેમને દમ ચઢી જશે. કાચી વયમાં સંસારમાં જોડાવાનું તેમ જ અતિ વિહારનું જ આ પરિણામ છે. તેઓ જો આ કામમાં સાવધ રહે તો જરૂર બળવાન્, ઉત્સાહી, ને આનંદી થાય. શરીરનો આધાર ધાતુ ઉપર છે. નર્મદાતટે નિવાસ કરી રહેનારો એક વૃદ્ધ બ્રહ્મચારી કહેતો હતો કે, હાલમાં જે તે જુવાન માણુસો હમારી પાસે વીર્ય અને વિત્ત–પૈસા–ની માગણી કરનારા આવે છે. વીર્ય એટલે શું, તે ન સમજનારો ઉગતો જુવાન માણુસ વીર્ય વધવાની માગણી કરે, એ ઓછું અફસોસકર્તા નથી.

૧૧ ઘર સ્વચ્છ રાખો. પહેલાંની સ્ત્રીઓ, આ વિષે ઘણી કાળજીવાળી હતી. પણ હાલમાં તેપર પૂરતું લક્ષ અપાતું હોય, એમ જણાતું નથી. હાલની કેટલીક સ્ત્રીઓ પોતાના શરીરને શણગારવાની ટાપટીપ કરવામાં જેટલી કાળજી રાખે છે તેટલી કાળજી, મકાનને સ્વચ્છ રાખવામાં, તેમ તેને લીંપીગુપી, વાળી ઝાડીને ચોક્ખું રાખવામાં કાળજીવાળી જણાતી નથી. ભણેલીમાંથી તો ઘણાકનો વખત જોડી કાઢેલી, ને તે પણ પ્રિયા પ્રાણનાથની વાર્તાઓ વાંચવામાં જાય છે, ને હાથમાં વાંચવા માટે લીધેલી ચોપડી નીચે મૂકી કામ કરવા તરફ તેમનું લક્ષ જતું નથી. શરીરની તંદુરસ્તી સાચવવામાં પાણી પણ ઘણું અગત્યનું છે. માટે પાણીઆરુ સ્વચ્છ રાખી, પાણી ભરી રાખવાના ગોળા, ગોળીઓ, બેઢાં ને લોટા લોટીઓ, ને પ્યાલા વગેરે માંહેથી તેમ અંદરથી ચળકતાં રાખો.

૧૨ ઘરમાં સુગંધી પદાર્થોનો ધૂપ કરો. ઘરમાં દેવપૂજા રાખવાથી દેવની આગળ ધૂપ કરવાની જરૂર પડે છે. દેવની મૂર્તિને માનવી કે નહિ, તે જૂદી

વાતછે, તેમ દેવપૂજાથી થતા ફાયદા ગેરફાયદા સાથે આ વાતને કંઈ સંબંધ નથી. તે તો સૌ સૌની મરજીની વાત છે, પણ એટલું તો નક્કી છે, કે તેમની આગળ ધૂપ, કે અગરબત્તી કરવાથી ઘરની હવા સુધરે છે ને તેથી આરોગ્ય વધે છે. આ જ કારણથી આરોગ્ય વિદ્યાની નવી આવૃત્તિમાં ધૂપ કરવા માટે જણાવવામાં આવ્યું છે. પારસીઓ રોજ ધૂપ કરી આખા ઘરમાં ફેરવે છે.

૧૩ જંગલ કે ડુંગરની ખીણમાં રહેનારા માણસો મીલેરીયા નામના ઝેરી તાવથી પીડાતા જોવામાં આવે છે. તેવી જગોએ રહેનારા માણસો, જો શરદૃઋતુ બેસતાં પહેલાં કરીઆતુ ઉકાળી તેનું પાણી સાંજ સવાર થોડું થોડુ પીએ તો તાવ આવે નહિ, અથવા આવે તો બહુ લાંબી મુદત રહે નહિ. આ વાત અનુભવસિદ્ધ છે. શરદઋતુને વૈદ્યોની મા કહેવામાં આવી છે. મા જેમ પોતાના બાળકોનું પોષણ કરે છે, તેમ શરદઋતુમાં તાવ વગેરે વધવાથી દર્દીઓ તરફથી પૈસા મળતાં વૈદ્યોનું પોષણ થાય છે. શહેરના માણસો પણ આ પ્રયોગ અજમાવી જુએ તો તેમને પણ લાભ થાય, પણ ત્રણ ત્રણ વખત ગળી ટેસ્ટ—આવે, તેવી ચાહ પીનારા મોજીલા શહેરીઓને આ વાત ગમતી આવશે નહિ. પણ તેઓ વિચાર કરી જોશે તો ચાહના પ્યાલા કરતાં આ પ્યાલા વધારે લાભકર્તા જણાશે.

૧૪ શરીરને કસરત મળે તેવાં કામ કરો. તેવાં કામ કરવાનાં ના હોય તો સવાર સાંજ ગામ બહાર પગે ચાલીને ફરવા જાઓ. તેથી સ્વચ્છ પવન સાથે કસરતનો લાભ મળેથી શરીર આરોગ્ય રહેશે. બહુ દિવસથી બંધ રહેલા કબાટનાં લોઢાનાં બેડવાંને કાટ ખાઈ જાય છે, ઘહુનો લોટ કચુંદ્યા વગર રોટલી સારી થતી નથી. શરીરમાંના માંસના લોચા પણ એમ વપરાયા વગર ઢીલા ને નકામા થઈ જાય છે.

૧૫ છેલ્લામાં છેલ્લું કહેવાનું કે, મન આનન્દમાં રાખો. હંમેશાં થોડી-વાર એકાન્ત સારા વિચાર કરો. સંતોષી રહી પૈસા માટે હાય વરાળ કરો નહિ, વગર કારણે ક્રોધ કરો નહિ. બારાક્ષરી, કે પંચાક્ષરી મંત્રની બહુ માળા ફેરવ્યા કરતાં, લોકકલ્યાણનાં કામો કરવાપર વધારે લક્ષ રાખો. એકલી માળા ફેરવવામાં ધર્મ આવી ગયો નથી. લોકકલ્યાણ, તેમ દેશનું ભલું કરવામાં રાત દહાડો જીવ રાખ્યાથી મનુષ્ય જન્મનું સાર્થક થાય છે, ને તેની હાલમાં

ઘણી જ જરૂર છે. તેમ કરશો તો જગતકર્તા તમારી ઉપર ખુશી થશે, ને તેથી તમોએ તમારું કર્તવ્ય કર્યું એમ ગણાશે. માટે તન, મન, ને ધનથી પણ જાતભાઇઓનું, તેમ અન્ય દેશ અને અન્ય ધર્મીઓનું પણ સમાન દૃષ્ટિ રાખી ભલું કરો. પાપ, પ્રપંચ, અને દગા, ફટકાથી દૂર રહો. કેમકે તેમ કર્યાથી જગતકર્તા પ્રભુ નારાજ થાય છે, તેમ અંતકાળ વખતે મન પાપના પસ્તાવામાં પડવાથી તેને આનન્દ મળતો નથી. પાપીને જ મરતી વખતે પસ્તાવાનું કારણ રહે છે. ઔરંગઝેબ પાપનો પસ્તાવો કરતાં કરતાં મુઓ, પણ અકબર આનન્દમાં પ્રભુ-પ્રાર્થના કરતો કરતો ગયો છે. જેમ ભણાવવાના કામમાં બેદરકાર રહેનારા શિક્ષકોને વાર્ષિક પરીક્ષા વખતે પરીક્ષકની બીક રહે છે, તેમ સદાચાર અને નીતિએ નહિ ચાલનારા માણસોને મરતી વખતે પ્રભુની ભીતિ રહે છે. મતલબ કે, આહાર વિહાર નિયમસર રાખવાથી અને કુદરતી નિયમ પ્રમાણે વર્તનારા સદાચારી મનુષ્યો નીરોગી રહી સદા સુખી રહે છે. તેમ અવસાન સમયે તેમને કોઈ પણ જાતની બીક રહેતી નથી.

છેવટે આ પુસ્તકનો ઘણો ખરો ભાગ જે હસ્તલિખિત પુસ્તકો ઉપરથી લેવામાં આવ્યો છે, તે પુસ્તકો આપનાર શુકલતીર્થના અધ્યારુ આશારામ પુરાણીનો ઉપકાર માનું છું, તેમ પુસ્તકમાં આપેલી કેટલીક મદદમાટે નાંદોદના વૃદ્ધ વૈદ્યરાજ તોળાશંકર ભાઈ ધનેશ્વર ભટનો પણ આભાર માનું છું.

જો પુસ્તકનો થોડો અંશ પણ આપણા ગુજરાતી બંધુઓને ઉપયોગી થયેલો જણાશે, તો લેખક મહેનત સાર્થક થયેલી સમજી ખુશી થશે.

નાંદોદ, આશો સુદિ પૂર્ણિમા
સંવત્ ૧૯૭૦

છ. વિ. રાવળ

# અનુક્રમણિકા



# અનુક્રમણિકા

# વૈદક વિલાસ

## ૧ અતિસાર

**ઉપાય ૧ લો**—ઝાડાવાટે દર્દીને લોહી પડતું હોય અને પેટમાં ચુંક થતી હોય તેની દવાઃ-કાકડાશીંગની છાલ ટાંક ૪, અતિવિષની કળી ટાંક ૪, પાત્ર ટાંક ૪, કાળો વાળો ટાંક ૪, મોથ ટાંક ૪; એ સર્વને ખાંડીને સમ ભાગે દહાડામાં સરખે અંતરે પાવું.

**ઉપાય ૨ જો**—(ઝાડા વાટે લોહી એકલું પડતું હોય તો) હરડે દળ ટાંક ૨, સંચળ ટાંક ૨, અતિવિષની કળી ટાંક ૨, વજકાવળી ટાંક ૨, ઈન્દ્રજવ ટાંક ૨, ફૂલાવેલી હીંગ ટાંક ૨; એ બધી રકમોને વાટી સરખા વજનનાં દશ પડીકાં કરી, દશ દહાડા સૂધી ટાઢા પાણી સાથે એકેક ફાકે, તો અતિસાર મટે.

**ઉપાય ૩ જો**—એક વાલ અફીણ અને ૬ વાલ અતિવિષની કળીને વાટી મધ સાથે રતી રતીની ગોળીઓ કરી દિનમાં એકેક ગોળી રાતે સુતી વખતે ગળે તો આ રોગ જાય.

**ઉપાય ૪ થો**—કાળાં મરી, શોધેલું ખાપરીયું અને અફીણ સમ ભાગે લઈ સાઠી ચોખાના* પાણીમાં વાટી, એ પાણી રોજ પીધાથી અતિસાર મટે છે.

**ઉપાય ૫ મો**—જીરુ, ભાંગ, બીલાનો ગર્ભ, અફીણ; એ બધું સમ ભાગે લેઈ દહીમાં જુવારના દાણા જેવડી ગોળી વાળીને એકેક ગોળી રોજ રાતે ખવડાવ્યાથી આ રોગ જાય છે.

**ઉપાય ૬ ઠ્ઠો**—કાચી પાકી સુંઠ†, જીરુ, અને સાકરને સમભાગે લઈ ચૂર્ણ કરી તે સવારમાં પાવલી ભાર ફાકવાથી આ રોગ મટે છે.

---

* સાઠી ચોખા—એક જાતની ડાંગર સાઠ દિવસમાં પાકે છે, તેથી તેનું આ નામ પડ્યું છે; એને વરી પણ કહે છે. † અર્ધી સેકેલી ને અર્ધી કાચી.

## ૨ પિત્તરોગ, અતિસાર, સંગ્રહણી, અને તાવ

**ઉપાય**—કેરીની ગોટલી, સુંઠ, ગોભુંગા,* ભાત (ચોખા); એ બધાને સમ ભાગે લેઈ કેરીના રસમાં વાટી સરખા વજનના ત્રણ ભાગ કરી સાકર સાથે દિન ત્રણ સુધી ખાય તો ઉપરના બધા રોગ જાય.

### અસાધ્ય રોગનાં લક્ષણ

સ્ત્રીને મોંઢે અને પુરુષને પગે સોજા આવે તો રોગ અસાધ્ય જાણવો.

## ૩ અફીણનું ઝેર ઉતારવાનો ઉપાય

**ઉપાય**—આસન શેર ત્રણ ઉકાળી તેનું એક શેર પાણી રહે ત્યારે ઉતારી લેવું ને તાંબાના વાસણમાં રાખી, તેમાં સુંઠ શેર ૦। ઝીણી વાટીને નાંખવી, અને સહેજ મોરથુથુ નાંખી તે પાણી પાવાથી ઝેર ઉતરે છે.

## ૪ અપસ્મારનાં લક્ષણ તથા દવા†

અંગમાં કંપવાયુ થાય, માથું તથા હૃદયમાં પીડા માલમ પડે, ને મોંમાંથી ફીણ પડે તો અપસ્માર જાણવું.

**ઉપાય**—એલચી, લસણ, અને સતાવરને સમ ભાગે લઈ બ્રહ્મીના‡ પાનાના રસ સાથે મધ નાંખીને ચાટે તો મટે.

## ૫ અજીર્ણ મંજરી

ઘણી વખતે માણસો ગજા ઉપરાંત ખાય છે, તેથી અજીર્ણ વિકાર થઈ માંદાં પડે છે, તેમ કોઈ કોઈવાર તેથી મરણ પણ પામે છે. જૂદી જૂદી જાતના ખોરાક ઉપરના અજીર્ણની દવા નીચે આપી છે:—

**ઉપાય**—કોપરું ખાધાથી અજીર્ણ થયું હોય તો તેની ઉપર રાંધેલા ચોખા ખવડાવવા; કેરીના રસ ઉપર દૂધ પીવું; ચણાના અજીર્ણ ઉપર મૂળા ખાવા; મગના અજીર્ણ ઉપર આમલીનું પાણી કરીને પાવું; જવના અજીર્ણ ઉપર અજમો અને સુવા; ચોખા, કોદરી ને મઠના અજીર્ણ ઉપર દહીનું પાણી આપવું; ચારોળીના અજીર્ણ ઉપર હરડે દળ વાટીને આપવું; દૂધના અજીર્ણ ઉપર છાસ પાવી; માછલાંના અજીર્ણ ઉપર કેરીઓ ખવડાવવી; લીંબુના અજીર્ણ ઉપર મીઠું; મહુડાં, રાયણાં, કોઠાં, અને ખજૂરના અજીર્ણ ઉપર લીંબોળીનો ભૂકો કરીને

---

* વનસ્પતિ છે. બે ઇંચ લંબાઇનાં પાનાં થાય છે, ને તેનો લીંબુના પાના જેવો વાસ આવે છે. † એકદમ કંપવાયુ થઈ આવે ને પડી જાય તે અપસ્માર. ‡ એક જાતનો છોડ થાય છે.

પાણીમાં આપવો; દ્રાક્ષ, ખજૂર અને શીંગોડાં ઉપર નાગરમોથ વાટીને પાણીમાં પાવું; પરવર, પોઈ, રીંગણાં, રાઈ, કારેલાં ને તુખડાંના અજીર્ણ ઉપર સરસવને વાટી પાણીમાં આપવા; મૂળા તથા તેના પાનાંના અજીર્ણ ઉપર તેલ પાવું; માંસના અજીર્ણ ઉપર જવખાર તથા ઉનું ઘી આપવું.

## ૬ અષ્ટાંગ ધૂપ બનાવવાની રીત

**રીત**—ચંદન, અગર, કપુર, તમાલપત્ર, વાળો, કેસર, રક્ત ચન્દન, અને ઉપલેટ; એ સર્વને સમ ભાગે લેઈ ખાંડવાં.

## ૭ અગ્નિકુમાર ચૂર્ણ બનાવવાની રીત

**રીત ૧ લી**—શોધેલો પારો, ગંધક (શુદ્ધ કરેલો), મનસીલ, સોહાગી, સુંઠ, મરી, પીપર, વચ્છનાગ (શોધેલો), ચિત્રાની છાલ; એ સર્વે રકમોમાંથી પારો, ગંધક, ને વચ્છનાગને શુદ્ધ કરવાં. પછી બધી વસ્તુઓને દિન ત્રણ સુધી ખળ* કરવી. પછી તેમાં સરગુવાના મૂળની છાલનો રસ કાઢીને તેનો પટ† દેવો. પછી બીજે દિવસે આદાના રસનો પટ દેવો, ને ત્રીજે દિવસે લીંબુના રસનો પટ દેઇને સુકવવું ને પછી ખળ કરી, કપડછાણ‡ કરી શીશીમાં ભરી મૂકવું. અને નાગરવેલના પાનમાં એક વાલપુર ખવડાવ્યાથી વાયુથી ઉત્પન્ન થતાં બધાં દર્દ મટે છે, જઠરાગ્નિને વધારે છે, તેમ અજીર્ણ વિકાર મટે છે.

**રીત ૨ જી**—પાંચ શેર ખરશાણીની કુંળી કુંળી ડાંખલીઓ લઈ તેને ઠીબમાં બાળીને રાખોડી કરવી, ને રાખોડીના વજનથી ચોથા ભાગનો સિંધવખાર વાટીને તેમાં નાંખવો ને ખળ કરવો ને કપડછાણ કરીને શીશામાં ભરી રાખવું.

તુલસીના પાનમાં એક વાલપુર ઔષધ ખાધાથી વાયુ મટે છે, તેમ મંદાગ્નિને મટાડી ભૂખ લગાડે છે, તેમ તેનાથી ચુંક મટી જઇને અજીર્ણ વિકાર પણ મટે છે.

## ૮ આગરૂનો§ ઉપાય

**ઉપાય ૧ લો**—ટંકણખાર ટાંક ૬ ફુલાવીને ઉજળો કરવો. પછી સુરમો ટાંક એક, કશીસ‖ ટાંક દોઢ, હરડે દળ ટાંક એક, બેડાં ટાંક એક, અને બરાસ ટાંક એક; એ બધાંને ખલમાં નાંખી, ખૂબ પીસીને દાંતે ઘસવાથી રોગ મટે છે.

---

* પત્થરના ખળમાં ઘુંટવી. † ખળમાં રસ નાખીને સુકાતા સુધી ઘુંટવું. ‡ કપડામાં નાખી ચાળવું. § જીભને છેડે ફોલ્લા થઈ મોં ગંધાય છે. ‖ કશીશ=ચાક જેવી વસ્તુ થાય છે.

**ઉપાય ૨ જો**—(મોંમાંથી લોહી નીકળતું હોય) ખેરસાલ ટાંક ત્રણ, મધ માસા ત્રણ, અને કાંટાસરીયો ટાંક ત્રણ; એ ત્રણેને ઉકાળીને સાત દહાડા સૂધી તેના કોગળા કરાવ્યાથી આ રોગ જાય છે.

**ઉપાય ૩ જો**—(દાંત કળતા હોય) ઉપલેટ ટાંક એક, અને કાથો ટાંક એક; એ બન્નેને બારીક વાટી પોટલી કરી મોંમાં રાખવાથી આ દર્દ મટે છે.

**ઉપાય ૪ થો**—(આગરૂ તથા કંઠ આગરુ)* કાયકલની† અંતર છાલ ટાંક પાંચ, કપુર ટાંક અઢી, અને ફટકડી ટાંક એક; એ ત્રણેને વાટી બારીક ભૂકો કરી ગાયના ઘી સાથે મલમ કરી જીભે ચોપડવાથી રોગ જાય.

## ૯ આંખમાં ફુલ પડ્યું હોય તેનો ઉપાય

**ઉપાય ૧ લો**—હરડેદળ, આંમળાં, ગાંડી,‡ બેડાંની મીજ, અને સિંધવ ખાર; એ બધાંને સમ ભાગે લેઈ ઝીણું વાટીને મધ સાથે આંખમાં આંજે તો ફૂલું મટે.

**ઉપાય ૨ જો**—ગળો ભાગ બે, અને સીંધવ ભાગ એક લઈ ઝીણું વાટીને મધ સાથે આંજે તો ફૂલું જાય.

**ઉપાય ૩ જો**—સુંઠ, વજ, પીંપર, ઇન્દ્રજવ, મરી, ઉપલેટ, અને સિંધવ-એને સમ ભાગે લેઈ ચૂર્ણ કરવું, પછી રસવંતી મૂકી ગાયના દૂધમાં ઉકાળીને તેનો નાસ લેવાથી ફૂલ મટે.

**ઉપાય ૪ થો**—ગઉદંતી§, હરિઆલ,‖ તાંબાના વાસણમાં ઘાલી તેમાં છાશ નાંખી હલાવવું. પછી કાઢીને દિન સાત સૂધી તડકે સુકવી પછી વાટીને સળીવતી આંજ્યાથી ફૂલું મટે.

**ઉપાય ૫ મો**—ખાપરીયું શોધેલું-પરતેલું-તોલો એક, રસવંતી તોલો એક, લવંગનો મોર તોલો એક; એ ત્રણેને વાટી કપડછાંણ કરી લીંબુની ફાડમાં ભરવું. પછી તેને તડકે સુકવવી. સૂકાયા પછી તેને કાઢી લેઈ કાંસાની થાળીમાં

---

* કંઠે થાય છે તે, † ડુંગરમાં એક જાતનાં ફૂલ થાય છે, તે ચપટાં હોય છે. ‡ એક જાતનો વેલો થાય છે. § એક જાતનો વેલો થાય છે, તે જો ગાયને ગળે બાંધ્યો હોય તો ગાય ઘાસ ખાતી નથી. ‖ જંગલમાં કાંટા કાંટાવાળા છોડ થાય છે.

કાંસાના વાડકાથી પરતવું. તે વખતે સ્ત્રીના થાનનાં દૂધનાં ટીપાં ૭ સાતક નાંખી એક રસ કરી જસતની દાબલીમાં ભરી રાખવું ને રોજ સવારમાં જસતની સળીવતી તેનું અંજન કરવાથી ફૂલ ઓગળી જાય છે.

**ઉપાય ૬ ઠ્ઠો**—વરાગડા મીઠાને ગાયના માખણ સાથે ઘસી અંજન કરવું.

**ઉપાય ૭ મો**—જે ઝાડને પાંદડે પૂતળી હોય, તેને રામ લક્ષ્મણ કહે છે. આ ઝાડનું મૂળ ઘસીને પાવાથી ફૂલ મટે છે.

**ઉપાય ૮ મો**—સાબુ અને જીભજીઓ* કાંસાની થાળીમાં પરતી અંજન કરવાથી ફૂલ ઓગળી જાય છે.

**ઉપાય ૯ મો**—ફૂલાવેલી ફટકડીને કાંસાના વાસણમાં પરતી અંજન કરવું.

**ઉપાય ૧૦ મો**—(શીતળાથી ફૂલ પડ્યું હોય) બિલાડીનું હાડકું પાણીમાં ઘસીને અંજન કરવાથી શીતળાથી પડેલું ફૂલ ઓગળી જાય છે.

**ઉપાય ૧૧ મો**—કરંજ† મૂળ, તથા પલાશ એટલે ખાખરાનું મૂળ; એ બંનેને સ્ત્રીના થાનના દૂધમાં ઘસી, આંખમાં અંજન કરવાથી ફૂલ તથા પડળ મટે છે.

**ઉપાય ૧૨ મો**—સમુદ્ર ફૂલ લાવીને તેને બાળવું, અને કોડી બાળવી; એ બંનેની રાખને સાકરવાળા પાણીમાં ઘસી અંજન કરવાથી છાયા તથા બળીયા કાકાથી પડેલું ફૂલ મટે છે.

**ઉપાય ૧૩ મો**—કાળા ખરની‡ લાદ, હાથીનો નખ, રાયણનો કળીઓ અને કસ્તૂરી; એ સૌને પાણીમાં વાટી ચણોઠી-ગુંજા-પ્રમાણે ગોળી કરવી ને પછી પાણીમાં ઘસી અંજન કરવાથી ફૂલ જાય છે.

**ઉપાય ૧૪ મો**—અરડુસાના ઝાડનો રસ ટાંક બે, મધ ટાંક બે, અને લીંડી પીંપર ગદીઆણો એક; એ ત્રણને ખૂબ બારીક વાટી આંખે દિન પંદર સુધી અંજન કરે તો છાયા મટે.

**ઉપાય ૧૫ મો**—વડના દૂધનું અંજન કરવાથી ફૂલ મટે છે.

---

* એક જાતનો છોડ થાય છે. † એક જાતનું ઝાડ થાય છે. ‡ ગધેડો

### ૧૦ બાળકની આંખમાં ફુલ પડ્યું હોય તેનો ઉપાય

ઉપાય—ચકલાની હગાર તથા સાકરને સમ ભાગે લઈ પરતીને* ભરણુ ભરે તો ફૂલ મટે.

### ૧૧ આંખે તંમર (અંધારાં) આવતાં હોય

**ઉપાય ૧ લો**—સેકટાના મૂળને પાણીમાં ઘસીને આંજવું.

**ઉપાય ૨ જો**—વાળોળીયાના મૂળને લીમડાના રસમાં ઘસીને આંજે તો તંમર મટે.

**ઉપાય ૩ જો**—ધોળી સાટોડીના મૂળને પાણીમાં ઘસીને આંજવું, તેથી તંમર તથા આંખના બધા રોગ જાય છે.

### ૧૨ આંખમાં વાખદનો રોગ થયો હોય

**ઉપાય ૧ લો**—સેકટાના પાંદડાનો રસ ટાંક ત્રણુ ભાર લેઇને, મધ ટાંક ત્રણુમાં વાટી, તાંબાની દાબલીમાં ઘાલી મૂકી તેનું અંજન કરે તો વાખદનો રોગ મટે.

**ઉપાય ૨ જો**—લીમડાનાં પાનાંને પાણીથી ધોઈ સ્વચ્છ કરવાં. પછી તેને સાકર, એલચી અને મીઠા સાથે વાટી સૂકવવાં. સૂકાયા પછી ખૂબ ઝીણાં પરતીને આંખમાં ભરણુ ભરવાથી વાખદ મટે છે.

**ઉપાય ૩ જો**—ચણોઠીનું ફૂલ, બકરાના મુત્રમાં ઘસી અંજન કરવું.

### ૧૩ આંખનું તેજ વધારવાની દવા

**ઉપાય**—અગથીયાના મૂળને સુરમા સાથે ઘસી સાત દહાડા સુધી ત્રીજા પહોરે અંજન કરે તો તેજ વધે.

### ૧૪ આંખ ગળતી હોય

**ઉપાય ૧ લો**—ધોળી સાટોડીનું મૂળ મધ સાથે ઘસીને આંજવું.

**ઉપાય ૨ જો**—કેળાના ગર્ભને સુકવી બારીક પરતીને તેનું અંજન કરે તો ગળતી મટે.

**ઉપાય ૩ જો**—હીંગળો ટાંક એક ગોળ સાથે વાટીને દિન સાત સુધી આંખમાં આંજે તો આંખ ગળતી રહે.

---

* ખળમાં વાટીને ઝીણું કરવું તેને પરતવું કહે છે.

**ઉપાય ૪ થો**—ફટકડી ટાંક અર્ધો, તથા ખાપરીયું ટાંક અર્ધો, લીંબુના રસમાં ઘસીને આંજે તો ગળતી રહે.

## ૧૫ આંખમાં ચેળ આવતી હોય

**ઉપાય**—ધોળી સાટોડીના મૂળને તેલમાં ઘસીને આંજવાથી ચેળ મટે.

## *૧૬ આંખના ડોળાને નુકસાન થયું હોય

**ઉપાય**—શીસુ ટાંક પાંચ ભાર લેઈ તેની સળી કરાવવી. આ સળીને સીમડાના ઝાડના થડમાં ૭ માસ સૂધી ઘાલી રાખવી. પછી તેને કાઢી, લીંબુના રસના એકવીશ પટ દેવા, પછી ઘઉંનું સત્વ–મેદો–શેર ત્રણ લેઈ વડના દૂધમાં બાંધી તેની કુલડી કરવી; પછી તે કુલડીમાં વડનું દૂધ તથા પાણી રેડી તેમાં પેલી સળીને મૂકવી ને મ્હોં બંધ કરી કપડ મીટ* સાતવાર કરી અગ્નિમાં પચાવવું ને કાઢયા પછી દિન એકવીશ સૂધી ખળમાં પરતવું (વાટવું–ઘૂંટવું). પછી તે બારીક ભૂકાનું પુત્રવંતી સ્ત્રીના થાનના દૂધ–ધાવણ–સાથે અંજન કરવું. **પથ્ય**:–દહી ને ચોખા ખાવા.

## ૧૭ આંખનાં બધાં દર્દ મટે તેવો ઉપાય

**ઉપાય ૧ લો**—એલચી ટાંક એક, ફુલાવેલી ફટકડી ટાંક બે, આંબારસ ટાંક બે, અફીણ ટાંક બે, લીંમોળી ટાંક પાંચ; એ બધાંને ભેગું વાટવું. પછી તેમાં દહી શેર ત્રણ નાંખવું, અને તાંબાના વાસણમાં નાખી તાંબાના લોટાવતી પરતવું. આ પ્રમાણે દિન ત્રણ સૂધી કરવું. કઠણ થાય એટલે ચણીબોર જેવડી ગોળી વાળી તે ગોળીને તાંબાના વાસણ ઉપર ઘસીને તેનું આંખે અંજન કરવું. એટલે આંખના બધા રોગ નાશ પામશે. તેમજ તેનાથી ફૂલ, છાયા, ગળવું, દુખવું, તંમર, ઝાંઝવાં, ને વાખદનો રોગ પણ મટશે.

**ઉપાય ૨ જો**—સાબુનું ફીણ, સરગવાનો રસ, લીંબુનો રસ, કુંવાર–પુંવાડ–નો રસ; એ બધાંને લોઢાના પાત્રમાં ઉકાળી કાચના વાસણમાં ભરી રાખી અંજન કરે તો આંખના બધા રોગ જાય.

---

* કોઇ પણ ચીજ ઉપર કપડું વીંટી તેની ઉપર માટી–ગોરમટી–ચોપડવી, તેને કપડ-મીટ કહે છે.

**ઉપાય ૩ જો**—ખજૂરના કળીયા-ઠળીયા-ને તેલ ચોપડી ઘડાની ઠીકરીમાં બાળવા. પછી તેની રાખ વાલ એક તથા સમુદ્રફીણ વાલ આઠ, પીંપર વાલ આઠ, એ સર્વે પરતીને તેનું મધમાં નાંખીને અંજન કરે તો તંમર, પડળ, વાખદ, રતાંધલાપણું, અને ફુલું એટલા રોગ જાય.

## ૧૮ આંખમાં ખીલ થયા હોય તેનો ઉપાય

**ઉપાય**—શોધેલું ખાપરીયું ટાંક નવ, કાળો સુરમો ટાંક નવ, ફુલાવેલી ફટકડી ટાંક ૦૧, એલચી ટાંક એક, અને પીંપર ટાંક ૦૧; એ બધાં ખૂબ ઝીણાં પરતીને આંખમાં ભરણ ભરવાથી ખીલ મટે છે.

## ૧૯ આંખ દુખતી હોય

**ઉપાય ૧ લો**—પીપલી બાવળીયા થાય છે તેનાં બીજને પાણીમાં ઘસીને અંજન કરવું.

**ઉપાય ૨ જો**—બાવળીયાની* પાલીને ધોઈ નાખી સ્વચ્છ કર્યા પછી તડકે સૂકવવી. સૂકાયા પછી ખૂબ બારીક વાટીને તેનું આંખમાં ભરણ ભરવું, તેમ તેને દૂધમાં રાંધીને તેનો આંખે પાટો બાંધવો એટલે મટશે.

**ઉપાય ૩ જો**—આંખમાં ઘી આંજી તે ઉપર અરણીના ઝાડનાં પાનાંનો પાટો બાંધવો.

**ઉપાય ૪ થો**—હીંગોળાના ઝાડનું મૂળ ઘસીને આંખના પાળીયા† પાસે ખરડીએ તો આંખ દુખતી મટે.

## ૨૦ કોઈ માણસને આંખે રતાંધળું થયું હોય તેનો ઉપાય

**ઉપાય**—ગાયના ઘીનો દીવો કરી તે દીવાઉપર લીંબોળીઓ બાળવી. પછી સ્ત્રીના થાનના દૂધ-ધાવણ-માં લીંબોળીઓ પરતી તેનું અંજન કરી તે દીવા સ્હામું જોઈ રહેવું.

## ૨૧ આંખનું અંજન

**રીત**—હળદર ટાંક ૧૦, કરંજ બીજ ટાંક ૧૮, હરડેદળ ટાંક ૫, બેહેડાં દળ ટાંક ૫, આંબળાં ટાંક ૧૫, જીરુ ટાંક ૫, જવ ટાંક ૫, પરવાળાં ટાંક

---

* નવાં કુમળાં પાંદડાં. † નીચલા પોપચાંની અંદરનો ભાગ.

૧૦, ખમેલી ટાંક ૧૦, કકુ ટાંક ૫, શોધેલું ખાપરીયું ટાંક ૧૦, હીમજી હરડેનાં છોડાં (છાલ) ટાંક ૧૦, અને લોધર ટાંક ૫–એ સર્વેને ખાંડી ભૂકો કરી ધોળે લૂગડે ચાળવું ને પછી તેનું આંખે ભરણુ ભરવાથી આંખ સારી થાય છે.

## ૨૨ આંખ દુખતી હોય અથવા લોહીએ ભરાઈ હોય

**ઉપાય**—રસવંતી ટાંક એક, ફટકડી ટાંક એક, પોસટાં–પોસદોડા* ટાંક એક, હળદર ટાંક એક, હીમજી હરડે ટાંક એક, મોરથુથુ માસો એક, જીરું ટાંક એક; એ બધાંને વાટી ગુલાબજળમાં પોટલી કરી આંખે લગાડ લગાડ કરે તો લોહી ફાટી જઈ આરામ થાય.

## ૨૩ આંખનું અંજન તથા કાનના બહેરાપણાની દવા

**ઉપાય**—મુશળી કંદને અપામાર્જન–ઔંઝોટા–અંધેડાના રસમાં ઘસી આંખે આંજે તથા કાનમાં તેનાં ટીપાં બેથી ત્રણુ સુધી નાખે તો બન્ને રોગ જાય.

## ૨૪ આદા–આધા–શીશીની† દવા

**ઉપાય ૧ લો**—નગોડનાં પાંદડાં ત્રણુ, અને ચોખ્ખી હીંગ ચણા એક ભાર, પાણી સાથે વાટી પોટલી કરીને નાકમાં તેનાં ટીપાં પાડવાથી મટે છે.

**ઉપાય ૨ જો**—આવળીયાની ડોશીના મરી ગયેલા જીવડાને તુલસીનાં પાંદડાંના રસમાં ઘસીને તેનાં નાક માંહે ટીપાં પાડે તો આધાશીશીનો રોગ મટે.

## ૨૫ આનન્દ ભૈરવની ગોળી બનાવવાની રીત

**રીત ૧ લી**—શુદ્ધ કરેલો હીંગળોક ટાંક એક, મરી ટાંક એક, પીપર ટાંક એક, ટંકણુખાર ટાંક એક, શુદ્ધ કરેલો વચ્છનાગ શીંડીયો ટાંક એક; એ બધાંને એકઠા ખાંડી આદાના રસમાં દિન એક સુધી ખળી પછી નાગરવેલના પાનના રસમાં મરી જેવડી ગોળીઓ કરવી.

**રીત ૨ જી**—હીંગલોક રૂ. ०। ભાર, શુદ્ધ કરેલો વચ્છનાગ રૂ. ०॥ ભાર, ટંકણુખાર રૂ. ૧ ભાર, પીપર રૂ. ૧ ભાર, અફીણુ રૂ. ०॥ ભાર, જંબીર રૂ. ०॥ ભાર, એ બધાંને મ્હોટા લીંબુના રસમાં ખૂબ ઝીણી ખળ કરીને ત્રણુ

* ખસખસ વગરનાં ખાલી જીંડવાં. † આદાશીશી. (અર્ધ=અર્ધું×શીસ–માથું×ઈ=વાળી.) અર્ધું માથું દુઃખે તે.)

રતી ભારની ગોળીઓ કરવી અને નાગરવેલના પાનમાં એકેક ગોળી ખાવી. ગુણ—અજીર્ણ મટે.

### ૨૬ આમ્લ વાતનાં* લક્ષણ અને ઉપાય

શરીરમાંનો અગ્નિ મન્દ પડે, છાતી ફાટે, પેટ દુઃખે, શરીરે સોજા આવે, શરીર બળહીન થાય, પેટ મોટું થાય, અને શરીર પીળું પડી જાય.

**ઉપાય ૧ લો**—ત્રિકટુ, (શુંઠ, મરી, ને પીપર,) હરડે દળ, મોટી સુંઠ, અતિવિષ, અને ગોળ; એનું ચૂર્ણ કરી ગરમ પાણી સાથે વય પ્રમાણે આપવું.

### ૨૭ આમ્લ પિત્તનાં †લક્ષણ અને ઉપાય

ખાટી અને કડવી ઉલટીઓ થાય, કંઠમાં દાહ થાય.

**ઉપાય**—ભૂરા કોળાનો રસ, ડોડવાં આમસો‡ અને સાકરને ઠંડા પાણીમાં આપવાં.

### ૨૮ ઇંદ્રિય ઉપર ચાંદી થઈ હોય તેની દવા

**ઉપાય ૧ લો**—માંજરવેલના§ ચોખા ટાંક પાંચ લેઇને સુવાવડી સ્ત્રીના થાનના દૂધ—ધાવણ—માં ભીંજવવા. પછી તેને ખૂબ ઝીણા વાટીને તેની લોપડી—થપોલી—કરવી. પછી બકરીની લીંડીઓ લાવી તેને બાળીને રાખ કરી, તે રાખ વાલ બે પેલી લોપડી—થપોલી—ઉપર મૂકી, તે ચાંદી ઉપર મૂકવી અને તેની ઉપર ખાખરાનું પાંદડું મૂકી પાટો દિન ત્રણ સૂધી બાંધી રાખવો. ત્રણ દિનમાં ન મટે તો દિન પાંચ સૂધી પાટો બાંધવો.

**ઉપાય ૨ જો**—રાલ ટાંક એક, કંપીલો ટાંક એક, બોદાર ટાંક એક, સણના બીજ ટાંક એક, કપાસીયાનો મગજ ટાંક એક, બેડાંની છાલ ટાંક એક, ધાપણુ ટાંક એક, સીંદુર ટાંક એક, ફુલાવેલું મોરથુથુ ટાંક એક, હીંગળો ટાંક એક, હરડેની છાલ ટાંક એક, કાળી સોપારી ટાંક એક, સુખડ—ચંદન—નો વહેર ટાંક એક, લોધર ટાંક એક, કશીલો ટાંક એક, ગળી ટાંક એક, ગુગલ ટાંક એક, ધાવડીની અંતર છાલ ટાંક એક, ખાસડા—પગરખા—ની તલીની રાખ ટાંક એક, માણસના હાડકાની રાખ ટાંક એક; આ બધી રકમોને ખાંડી કપડછાણ

---

* એક જાતનો રોગ થાય છે. † એક જાતનો રોગ. ‡ જંગલમાં એક જાતના ઝાડને લાગે છે. § જંગલમાં એક જાતના ઝાડના ચોખા.

કરવી. પછી મીણબત્તીનું ઘી ટાંક બે, અને ગાયનું ઘી શેર ૦। એ બંનેને ભેગું દેવતા ઉપર કકડાવી ખલ કરવું, ને તેમાં ઉપરની ચીજોનો ભૂકો નાંખી મલમ કરવો.

આ મલમ, ઇંદ્રીયની ચાંદી, ટાંકી, ફોલ્લા, અને ગુમડું, એ બધા રોગને મટાડે છે.

## ૨૯ ઇંદ્રિયની શક્તિ વધારવાનો ઉપાય

**ઉપાય ૧ લો—**રતાંજણીનાં બીજ, મૂળાનાં બીજ, ઉભી ભોંયરીંગણીનાં બીજ, ધંતુરાનાં બીજ, ઉંદરકણીનાં બીજ, એખરાનાં બીજ, તુલસીનાં બીજ, અને ડુંગળી-પાજ (ખપતી* હોય તેને) નાં બીજ; એ સર્વ સમસમ ભાગે લઈ, એકંદર વજન ટાંક ચાર કરી, કોઈ પણ જાતના વાસણમાં ઘાલી, ભરસાડમાં† દિન ચૌદ સૂધી દાટી મૂકવું, અને પકવ થયા પછી દિન નવ સૂધી વય પ્રમાણે ખાય તો કાંડું‡-ઇંદ્રિ-જોરાવર થાય.

**ઉપાય ૨ જો—**એક ગાજરને છોલીને પાણીમાં આખો દહાડો મૂકી રાખવું. પછી કાઢીને દિન સાત સૂધી મધમાં રાખી મૂકી, તે ગાજર દિન સાત સૂધી ખાય તો ઇંદ્રિ બળવાન્ થાય.

**ઉપાય ૩ જો—**વજ, આસન, ઉપલેટ, અને ગજ પીપર; એ ચારે વસ્તુઓને સમાન ભાગે લેઈ વાટીને ઇંદ્રિ ઉપર માખણ સાથે તેનો લેપ કરવાથી ઇંદ્રિની વૃદ્ધિ થાય છે.

**ઉપાય ૪ થો—**વજ, આસન અને ગજ પિપર, એ ત્રણને સમ ભાગે લેઈ વાટીને ભેંસના માખણમાં નાખી લેપ કરવાથી ઇંદ્રિ વધે છે.

**ઉપાય ૫ મો—**ધંતુરાના બીજનું ચૂર્ણ કરી તેલમાં ઉકાળી, ઇંદ્રિ ઉપર મર્દન કરે તો ઇંદ્રિ તેજ થાય.

## ૩૦ માથે ઉંદરી થઈ હોય તેની દવા

**ઉપાય**-ગાયનું ઘી ટાંક પાંચ લેવું, તથા ખાંડ શેર ૦। લેવી. પછી ઘઉંનો લોટ શેર ૦॥ અછેરની રોટલી કરવી. (કાચી પાકી રાખવી) માથું બોડાવી

---

* ખપતી હોય એટલે જે લોકોને ખાવા માટે હરકત ન હોય. † ચુલાની અંદરની ગરમ ગરમ રાખોડીને ભરસાડ કહે છે. ‡ પુરુષની ઇંદ્રિ, જૂનો શબ્દ છે.

નાખી એટલે હજામત કરાવ્યા પછી ઉપર બનાવેલા ઘીનું માથે મર્દન કરવું, ને તેની ઉપર ખાંડ ભભરાવી તેની ઉપર, ઉપર બતાવેલી રોટલી ઉની ઉની, મૂકવી. (બહુ ઉની નહિ) એટલે ઉંદરીના કીડા, રોટલીએ વળગી આવશે. આ પ્રમાણે ત્રણ કે ચાર દિવસ સૂધી લાગલાગટ કરવાથી ઉંદરી મટી જાય છે.

## ૩૧ ઉધરસ

**ઉપાય ૧ લો**—બેહેડાં અને જવખાર સમ ભાગે લઈએ બંનેની ગોળમાં ગોળી કરીને મ્હોંમાં રાખવી.

**ઉપાય ૨ જો** (ઉધરસનું જોર બહુ હોય)—અફીણ મીસરી ટાંક અર્ધો લેઈ તેના કડકા કરવા, તે કડકાને નીચે પ્રમાણે જૂદી જૂદી જાતના પટ દેવા.

સાટોડીના પાનાના રસના પટ ત્રણ, સરગુઆના પાનાના રસના પટ ત્રણ, લીંબુના પાનાના રસના પટ ત્રણ, મુશલી કંદના પાનાના રસના પટ ત્રણ, આદાના રસના પટ ત્રણ.

પછી તેને માટીના સાવલામાં* નાંખી ગોળીઓ વાળવી. આ ગોળીઓને લીમડાંનું થડ કોચીને તેમાં ૭ મહિના સૂધી રાખી મૂકવી, (ઉપર ડાગળી મારવી જોઇએ) પછી કાઢીને તેની જુવારના દાણા જેવડી ગોળીઓ વાળવી ને દર્દીને એકેક આપવી. આથી ગમે તેવી સખત ઉધરસ હશે તે પણ મટી જશે.

**ઉપાય ૩ જો**—સુંઠ ટાંક ૫, મોથ ટાંક ૫, અને હરડેદળ ટાંક ૩ લેઈ તેને ખળમાં ખૂબ વાટીને ગોળમાં સોપારી જેવડી ગોળી કરી રોજ એક ખાય તો ઉધરસ મટે.

**ઉપાય ૪ થો**—ગોળનો સરસીયા તેલ સાથે અવલેહ કરીને વયના પ્રમાણમાં ખાય તો ઉધરસ મટે. મધ અને ત્રિફલાનો† અવલેહ કરીને ખાય તો પણ મટે.

**ઉપાય ૫ મો**—મરી ટાંક ૨, ફટકડી ફુલાવેલી ટાંક ૨, નવસાર ટાંક ૪, અને ટંકણખાર ફુલાવેલો ટાંક ૧; એ બધાને વાટી નાગરવેલના પાનાના રસમાં તથા લીંબુના રસમાં નાંખીને ગોળીઓ કરીને રોજ એક ગોળી સવારમાં ખાય તો ઉધરસ મટે. ગોળીઓ ચણીઓરના જેવડી કરવી.

---

* સકોરું † હરડાં, બેડાં, ને આંબળાંની છાળને ત્રિફળા કહે છે.

## ૩૨ ઉંઘ બહુ આવતી હોય તેને રોકવાની દવા

**ઉપાય**—ઘોડા દોડે છે ત્યારે તેના પગ વચ્ચે ધોળું ફીણ જેવું બાઝે છે, તેની ગોળી કરી પાણી સાથે ઘસીને આંખે આંજે તો ઉંઘ આવે નહિ.

## ૩૩ ઉજળા કોઢનો ઉપાય

**ઉપાય**—કશીશ ટાંક ૧૦, ફટકડી ટાંક ૧૦, સુરોખાર ટાંક ૧૦, રાળ ટાંક ૫, નવસાર ટાંક ૧૦, મનસીલ કનેટી ટાંક ૧૦, જવખાર ટાંક ૧૦, અને સાજીખાર ટાંક ૧૦; એ સર્વેને ખાંડીને બારીક ભૂકો કરવો. પછી કાચની શીશીમાં ઘાલી બીજી શીશી તેના મુખ ઉપર મૂકી મુદ્રા કરે, બેઉ શીશીને લુગડાને વીંટીને માટીનો ઉપર લેપ કરે. પછી જે શીશીમાં દારુ ભર્યો હોય તેને ઉપર રાખવી ને દાટવી, પછી અગ્નિ કરવો. પહેલી શીશી નીચે રાખવી, અડાયાં છાણાં મણ પાંચ બાળવાં, શીશીઓ ઉપર કુંડું ઢાંકવું. ખૂબ તાપ થયા પછી શીશીમાં તેલ થશે. તે તેલ દિન ૨૧ સૂધી કોઢ ઉપર મર્દન કરવાથી કોઢ જશે.

## ૩૪ ઉનવા તથા પથરીના રોગની દવા

**ઉપાય ૧ લો**—સાકર અને જવખારને ગાયની છાશમાં વય પ્રમાણે પાય તો ઉનવા તથા પથરીનો રોગ જાય.

**ઉપાય ૨ જો**—ઇંદ્રિ ઉપર સાટોડીનું મૂળ ત્રણ દહાડા સૂધી ઘસીને ચોપડવાથી ઉનવા મટે છે.

**ઉપાય ૩ જો**—ટંકણખારને ગાયના દૂધમાં ઘસીને ઇંદ્રિ ઉપર તથા દુંટીએ ચોપડવાથી આ રોગ મટે છે.

## ૩૫ ઉન્માદ લક્ષણ અને ઉપાય

અતિશય કામ, શોક, હર્ષ, લોભ, અને વાતપિત્ત અને કફના દોષથી ઉન્માદ થાય છે.

**લક્ષણ**—લવરી* કરે, ગાયન કરે, નાચે અને નાના પ્રકારની ચેષ્ટા કરે ને નેત્ર લાલ હોય.

**ઉપાય**—બ્રહ્મીના પાનાં તથા વજ સમ ભાગે લેઈ તેનું ચૂર્ણ કરી મધ સાથે આપવું.

---

* વારે વારે નકામું બોલવું.

## ૩૬ ઉદર-પેટના રોગનાં લક્ષણ અને ઉપાય

અજીર્ણ વિકારથી ઉદર-પેટના રોગ થાય છે. વાત-વાયુના ઉદરમાં પેટ કઠણ થઈ દુખે છે. જલોદરના રોગમાં પેટમાં પાણી સરખું બોલે છે, ને ચુંક થાય છે.

**ઉપાય**—વમન-ઉલટીની દવા આપવી, રેચ-જુલાબ આપવો, તેમ પાચક-અન્ન પચે એવું ઔષધ આપવું.

દીવેલીના ઉકાળામાં એક પૈસા ભાર નસોતર* નાખીને પાવો, એથી જુલાબ-રેચ-થઇને રોગ મટશે.

## ૩૭ ઉપદંશ-લક્ષણ ને ઉપાય

ઉપદંશ એટલે નઠારી ચાલની સ્ત્રીની ગરમીથી પુરુષની ઈંદ્રિપર ચાંદી થઈ શરીરે ફોલ્લા થાય છે તે.

**ઉપાય**—મુદાર સિંગનું ચૂર્ણ કરીને રોજ પાવલી ભાર આપવું. ઉપર નાગરવેલના પાનની બીડીઓ ખાવી. **પથ્ય**—ઘઉં, ઘી અને ખાંડ ખાવાં.

## ૩૮ ઉલાવો અથવા ઉબકાની દવા

**ઉપાય ૧ લો**—અંતરવાસની કળીને વાટીને તેની મધમાં દર્દીના વય ને શરીર જોઇને ગોળી કરીને ખવડાવ્યાથી ઉલાવો-ઉબકો મટે.

**ઉપાય ૨ જો**—જાંબુડાના ઝાડનાં પાંદડાંને પાણીમાં ઉકાળીને તે પાણી થોડુંક પાયાથી ઉબકા મટે છે.

## ૩૯ ઉલટી-વામીટ બંધ કરવાની દવા

**ઉપાય**—ધાણા, સુખડ-ચંદનનાં છોડાં, અને પીપળી મૂળના ગંઠોડા એ ત્રણને સમ ભાગે લેઈ ઉકાળીને પીએ તો ઉલટી બંધ થાય.

## ૪૦ ઉંદરી તથા દરાજનો મલમ

**ઉપાય**—પારો બે પાઈ ભાર, ગંધક બે પાઈ ભાર, ટંકણખાર બે પાઈ ભાર, મીસરી અફીણ બે પાઈ ભાર. પ્રથમ ઘી શેર અછેરને પાણીવતી પચીશ વખત ધોવું. તે પછી તેને માટીના કોરા વાસણમાં રાખવું. જ્યારે ઘીમાં પાણીની અસર

---

* વય ને શકિત વગેરે જોઇને મ પ રાખવું.

ન રહે ત્યારે પેલું ઓસડ ખલીને તેમાં નાખવું. પછી તે ઓસડ, ઉંદરી તથા દરાજ ઉપર મસળવાથી દર્દ મટે છે.

## ૪૧ એરંડી પાક કરવાની રીત

**રીત**—એરંડી-દીવેલીનાં બશેર બીજ લેઈ તેને સોળ શેર દૂધમાં રાંધવાં-પચાવવાં. પછી તેમાં ઘી શેર બે, અને ખાંડ શેર એક નાંખી નીચેની વસ્તુઓને પણ ખાંડીને તેમાં નાખવી.

લવંગ, અકલકરો, પિપર, દારૂહળદર, શતાવરી, સાટોડી, વરધારો, પુષ્કર* મૂળ, ભાગ, સુંઠ, અને આસિંગ, સમ ભાગે લેઈ ચૂર્ણ કરીને નાંખવું, પછી દરરોજ ટાંક આઠ ખાવાથી નીચેના રોગ મટે છે.

નળવૃદ્ધિ,† શ્રોત્રવૃદ્ધિ,‡ ગોળો, ઉંદરી, ગુદાની વ્યાધિ, હરસ, અને કૃમિના રોગ પણ નાશ પામે છે.

## ૪૨ એકાંતરીયા તાવની દવા

**ઉપાય**—મેઘીઽ કુમાડીયા-પુવાડીયાનું મૂળ ચાવ્યાથી આ તાવ જાય છે.

## ૪૩ અંતરગળની દવા

**ઉપાય ૧ લો**—‖કચુરો, કલોજી, અને એરંડી દીવેલી; એ ત્રણેને સમ ભાગે લેઈ વાટીને દૂધમાં ખીર કરવી, ને પછી તે ખીર અંતરગળ ઉપર ચોપડી તેની ઉપર દીવેલા-એરંડાનાં પાંદડાં છૂટાં મેહેલી તેના ઉપર-પાટો બાંધવાથી રોગ મટે છે.

**ઉપાય ૨ જો**—ચળક પાહાણ-પત્થર-ઘસીને તેનો લેપ કરવો. પણ તે લેપ કરતા પહેલાં કાગ ડોલીયાનાં¶ પાંદડાં બાચકો એક તથા લસણ ટાંક છને મીઠા તેલમાં નાંખીને ખવડાવવાં જોઇએ.

**ઉપાય ૩ જો**—અંજીરના પાનાંનો પાટો સાત દહાડા સૂધી બાંધવો, રોજ રોજ નવા નવા પાનાંના પાટા બાંધવા જોઇએ.

**ઉપાય ૪ થો**—સેકટાના ગુંદરને વાટી મલમ જેવો કરી અંતરગળ ઉપર લેપ કરવો ને તેની ઉપર રૂ મુકીને પાટો બાંધવો.

---

* એરંડા-દીવેલા-નું મૂળ † પેટમાંના નળ ‡ વૃષણ ઽ એક જાતના કુંવાડીયા-પુવાડીયા થાય છે ‖ ગાંધીની દુકાને મળે છે ¶ આ છોડને પાપડીઓ થાય છે.

## ૪૪ અંતરગળની (ગોટી વધતી હોય તેનો ઉપાય)

**ઉપાય**—ગાયનો પીતો* લાવીને તેનું પાણી અંતરગળ ઉપર લગાડવાથી આ રોગ મટે છે. પણ તેવી વખતે ઉઠ બેસ કરવી નહિ.

આ પીતાના પાણીમાં લીલી હળદર ભીંજવીને ખાધાથી મરદાઇમાં વધારો થાય છે. (મુસલમાનો માટે ઠીક છે.)

## ૪૫ અંબોઇનો ઉપાય

**ઉપાય**—રતનમાળીના ઝાડની જડ લાવીને હાથે બાંધે તો ખસી ગયેલી આંબોઈ ઠેકાણે આવે છે.

## ૪૬ ગુમડા ઉપર અંગુર–રૂઝ–લાવવાનો મલમ

**ઉપાય ૧ લો**—રાળ પાઈ ૪ ભાર, કાથો પાઈ ૪ ભાર, બોદાર પાઈ ૧ાા ભાર, ફુલાવેલી ફટકડી પાઈ ૧ાા ભાર, ધાપણ કાચો પાઈ ૧ાા ભાર, ફુલાવેલું મોરથુથુ પાઈ ૦ાા ભાર;—આ બધી ચીજોનો બારીક–ઝીણો–ભૂકો કરવો. પછી તેલ શેર અચ્છેરને દેવતા ઉપર મૂકીને ખૂબ કકડાવવું, ને નીચે ઉતારી ટાઢું પડ્યા પછી તેમાં પાણી સોળ પાઈ ભાર રેડવું ને દિન એક સૂધી ખલમાં ઘુંટવું ને પછી તેની પટી મારવાથી અંગુર આવે છે. (તેલ અને પાણીને ઘુંટતી વખતે ઉપરની વસ્તુઓ નાખવાની છે.)

**ઉપાય ૨ જો**—બોદારશીંગ પાઈ ૩ાા ભાર, બત્તીનું મીણ પાઈ ૦ાા ભાર, સિંદૂર પાઈ ૮ ભાર, કપુર પાઈ ૧ ભાર. પ્રથમ મીણને તેલમાં કકડાવીને તેમાં ઉપરની ચીજોનો ભૂકો નાખીને ખૂબ પરતવું, એટલે મલમ થશે. તે મલમ ચોપડવો.

**ઉપાય ૩ જો**—સિંદૂર પાઈ ૫ ભાર, ગાયનું ઘી પાઈ ૮ ભાર, કપૂર પાઈ ૧ાા ભાર, મીણ પાઈ ૪ાા ભાર. મીણ અને ગાયના ઘીને કકડાવીને તેમાં ઉપરની ચીજો વાટીને નાખવી ને પછી ખલમાં ખલવું. મલમ થયા પછી તેની ગુમડા ઉપર પટી મારવી.

---

* આ દવા મુસલમાન વગેરે લોક માટે છે.

**ઉપાય ૪ થો**—હીંગળોક પાઈ ૨ ભાર, સિંદૂર પાઈ ૨ ભાર, બોદાર પાઈ ૦ા ભાર, સપેતો પાઈ ૦ા ભાર, મીણ પાઈ ૨ ભાર અને ઘી પાઈ ૮ ભાર. મીણ તથા ઘીને ઉનું કરી ઉપરની જણસોને વાટીને તેમાં નાંખવી, ને પછી ખલમાં પરત્યા પછી તે મલમ ચોપડવો.

**ઉપાય ૫ મો**—અંગુર સપેત થયું હોય, કોહોવાણ થયું હોય, રુધિર-લોહી બગડલું હોય અને પરુ થયું હોય તથા ગાંઠ કોહી ગઈ હોય તેને કાઢી નાંખવું. અને અંગુર રાતું કરી મજબૂત દેખાડવાનો ઇલાજ.

કીદરુ* પાઈ ૨ ભાર, રૂમી મસ્તકી પાઈ ૨ ભાર, હીરાદખણ પાઈ ૨ ભાર, મોરથુથુ પાઈ ૧ ભાર, જંગાલ પાઈ ૦ા ભાર, મીણબત્તી પાઈ ૪ ભાર, ઘી પાઈ ૧૫ ભાર, સરકો અંગુરી† પાઈ ૫ ભાર.

મીણ તથા ઘીને ઉનાં કરી, તેમાં ઉપરનાં વસાણાં ખળીને નાંખવાં. પછી તેમાં સરકો નાંખી મલમ કરીને ચોપડવો.

## ૪૭ કેડ-કમ્મર-દુખતી હોય

**ઉપાય ૧ લો**—દેવદાર તથા સુખડ-ચંદન સમ ભાગે લઈ પાણીમાં ઘસીને સાત દહડા સુધી કેડે ચોપડવાથી દુખાવો મટે છે.

## ૪૮ કામવૃદ્ધિનો ઉપાય

**ઉપાય ૧ લો**—અજમાની ખાખ શેર ૧ એક, મરી ટાંક ૯, ભાંગનાં ફૂલ ટાંક ૭, દહી ટાંક ૧૮, આકડાનાં ફૂલ ટાંક ૧૮, સૂકી નગોડનાં પાંદડાં ટાંક ૧૮, ખસખસ ટાંક ૧૮, હરડે દળ ટાંક ૧૮, સરગુઆનું મૂળ ટાંક ૧૮, કરેણનાં સુકાં ફૂલ ટાંક ૧૮, પીપર શેર ૧, કંદબેર‡ ટાંક ૧૮.

આ બધી વસ્તુઓને ભેગી કરીને વાટવી ને બહુ ઝીણો ભૂકો થયા પછી ત્હેની મધ તથા ગોળમાં ત્રણ ટાંકની એક પ્રમાણે ગોળીઓ કરવી ને તે રોજ પ્રાતઃકાળે ઉઠીને એક ખાવી ને ઉપર ગાયનું દૂધ ઉનું કરીને પીવું.

---

* એક જાતના ઝાડનું ફળ છે. † એક જાતનો સરકો. ‡ પત્થર જેવી થાય છે. નેપાળમાં મળે છે.

આ ગોળીઓથી કામ ઘણો વધે છે ને હેડું* દઢ થાય છે. **પરહેજી**–ખટાસ, તેલ ને મરચાં ખાવાં નહિ.

**ઉપાય ૨ જો**—લવંગ, અગર, તપખીર, તમાલપત્ર, જાયફળ, પીપર, સુંઠ, અક્કલકરો, કેસર, કાળોવાળો, કમળકાકડી, બરાસ કપૂર અને જીરું; એ બધાંને સમ ભાગે લેઇને વાટવું ને કપડે ચાળી નાખવું, પછી રોજ ઉજળી ખાંડ સાથે ટાંક બેની ફાકી મારવી અને તે ટાઢા પાણી સાથે ઉતારવી.

આથી પુરુષ નામર્દ થઈ ગયો હોય તો તેને પણ તેમાં મર્દાઈ આવે છે, તેમ પ્રમેહનો રોગ પણ મટે છે.

**ઉપાય ૩ જો**—વરીઆળી ટાંક ૯, હઠીસીંગનાં બીજ ટાંક ૯, ચીની કબાલા ટાંક ૯, નગોડ ટાંક ૯, કમળકાકડી ટાંક ૯, મોથકંદ ટાંક ૯, ઇરાબંધુ ટાંક ૯. આ બધી વસ્તુઓને વાટીને ચાળી નાંખવી; પછી ત્હેની મધ તથા ગોળમાં ચણી બોર પ્રમાણે ગોળીઓ વાળવી ને સુવા જતી વખતે એકેક ગોળી રોજ ખાવી.

આથી કામ વધે છે તેમ બંદેજ (સ્થંભન) થાય છે (આ દવા કામશાસ્ત્રમાં કોકદેવની કહેલી છે). **પથ્ય**–તેલ, મરચું ને ખટાસ ખાવાં નહિ.

**ઉપાય ૪ થો**—તુલસીનાં બીજ ટાંક બે લેઇને તેને માયા ટાંક બેમાં ખાય તો કામ વધે.

## કામવૃદ્ધિનો ઉપાય

**ઉપાય ૫ મો**—કાળી મુસળીના કંદનું ચૂર્ણ ગાયના ઘીમાં હંમેશાં ખાય, તો ગયેલો કામ પાછો જાગૃત થાય ને વધે, તેમ શરીરમાં શક્તિ આવે.

**ઉપાય ૬ ઠો**—મુસળીકંદ ટાંક ચાર, ચણોઠીના મૂળ સાથે પાણીમાં ઘસીને પીધાથી ધાતુ વધે તેમ પ્રમેહ મટે.

**ઉપાય ૭ મો**—પંચાંગ ગોખરુનું ચૂર્ણ, સાકર અને દૂધ સાથે પીધાથી ગયેલો કામ પાછો આવે છે–ધાતુ વધે છે.

---

* શરીર.

**ઉપાય ૮ મો**—અફીણ, શુદ્ધ કરેલો વચ્છનાગ, ધંતુરાનાં બીજ અને જાયફળ સમભાગે લઈ ગાયના ઘીમાં નાખી ઇંદ્રિયે લેપ કરવાથી કામ વધે છે, તેમ ઇંદ્રિય સબળ થાય છે.

## ૪૯ કાનનાં દર્દો

### કાન પાકીને પરુ વહેતું હોય

**ઉપાય ૧ લો**—તેલ શેર ૦।, લીમડાના પાનનો રસ ટાંક ૯, ઘોડાવજ ટાંક ૩. ઘોડાવજને ખાંડી ભૂકો કરીને કકડાવેલા તેલમાં નાંખવો ને લીંબુનો રસ તેલને કકડાવતા પહેલાં તેલમાં નાંખવો. આ તેલનાં ટીપાં પાંચ સુધી કાનમાં મૂકવાથી કાન રુઝાઈ જાય છે.

**ઉપાય ૨ જો**—ઉપલેટ, વિજયા (ભાંગ), અને સુવા એને સમ ભાગે લઈ તેલમાં ઉકાળીને તે તેલ કાનમાં મૂકવાથી કાનનું વહેતું પરુ બંધ થાય છે.

**ઉપાય ૩ જો**—પ્રથમ કાનને ધોઈ નાખીને ત્હેમાં લીમડાના પાનાના રસનાં ટીપાં પાંચ મૂકવાં.

### કાનમાં કીડા પડ્યા હોય

**ઉપાય ૧ લો**—લીમડાનો રસ ગાયના ઘી સાથે કાનમાં મૂકે તો કાનમાંથી ખાલ ખજુરા* નીકળી પડે.

**ઉપાય ૨ જો**—ફુદેડીના પાનાનો રસ કાનમાં મૂકે તો કીડા નીકળી જાય.

**ઉપાય ૩ જો**—ભોંય રીંગણીના પાનાનો તથા ત્હેના જીંડવાનો રસ કાનમાં મૂકવાથી કીડા નીકળી પડે છે.

### કાન પાકયો હોય

**ઉપાય ૧ લો**—સુંઠ, જેઠીમધ, અને સીંધવને તેલમાં કકડાવી તેનાં ચારેક ટીપાં કાનમાં પાડવાથી આરામ થાય છે.

### કાન દુખતો હોય

**ઉપાય ૧ લો**—કોડી બાળીને તેની રાખ કરવી, અને તેમાં ટંકણખાર ફુલાવીને એકઠાં કરીને વાટવાં. પછી તેનો ભૂકો કાનમાં મૂકી તેની ઉપર લીંબુના

* એક જાતનાં જીવ થાય છે.

રસનાં ટીપાં પાડીને સુઇ રહેવું. આ પ્રમાણે ત્રણ ચાર દિવસ સુધી કરવાથી આરામ થશે.

**ઉપાય ૨ જો**—એહેડાં માંહેનું દૂધ તથા *તરમીઠ, સમ ભાગે વાટીને કાનમાં મૂકવું.

### કાને થોડું સાંભળતા હોય

**ઉપાય ૧ લો**—સિંધવ, અને કાળું જીરું, એ બે વસ્તુઓને હીંગના વજન કરતાં બમણી લેવી (હીંગ, તે બેથી અર્ધી) ને પછી તેમને તેલમાં ઉકાળીને તેનો કાને લેપ કરવો; તેથી કાનનું બહેરાપણું જઈ, વધારે સંભળાય છે.

**ઉપાય ૨ જો**—કડાની છાલને ખાંડી દૂધ સાથે એક ટાંક ફાકવી, અથવા સાટોડીની છાલને પાણી સાથે, ટાંક એક ફકાડવી, એથી વધારે સંભળાય છે.

### કાનમાં વાએ ધાક પડ્યા હોય

**ઉપાય ૧ લો**—સમુદ્રફીણ ટાંક ૦ા, લવંગ ટાંક ૦ા, અને વજ ટાંક ૦ા લઈ તેને તેલમાં ઉકાળીને તેનાં ચાર ટીપાં કાનમાં મૂકવાં.

### કાનમાં બગાઈ પેઠી હોય

**ઉપાય ૧ લો**—ગાયનું ઘી ઉનું કરી કાનમાં રેડવાથી બગાઈ કે કાન-ખજૂરા અથવા કાન શીઆળ† પેઠા હોય તો નીકળી જાય છે.

### કાનમાં કાનખજૂરો પેઠો હોય

**ઉપાય ૧ લો**—ધોળી ડુંગળીનો રસ કાનમાં મૂકવાથી નીકળી જાય. કદાપિ તે કપાળે વળગ્યો હોય તો નાકની વાટે તેના રસનો નાશ આપવો.

### ૫૦ કૃમીયા–કરમીયા–સરમીયા

**ઉપાય ૧ લો**—ભાંગરાનો રસ ટાંક ૩ તથા તેલ ટાંક ત્રણ, એ બંનેને નયણે કોઠે (ખાધા વગર) પીએ તો કૃમી મટે તથા ઉબકા આવતા બંધ થાય.

**ઉપાય ૨ જો**—કડુ, એલીયો, પિત્તપાપડો, કરમાણી, અજમો, ધાણા, કમળકાકડી, એ સર્વે સમભાગે લઈ ખાંડી ભૂકો કરી તેમાંથી ટાંક બે દિવેલ સાથે ચટાડવાથી કૃમી સમી જાય છે.

---

* ગાંધીની દુકાને મળે છે. † એક જાતનાં જીવડાં થાય છે.

**ઉપાય ૩ જો**—સમુદ્ર ફળ ટાંક ૦ા હીંગ સાથે ફકાડવું અથવા કપીલો તોલો એક લઈ ઉન્હા પાણી સાથે ટાંક ૦ા ભાર દિન ચાર સુધી ફાકવો, તેથી કૃમી મરી જશે.

**ઉપાય ૪ થો**—અકામ લીમડીના પાનાનો રસ ટાંક ૮ પાયાથી કૃમી તથા હરસનો રોગ મટે છે.

## ૫૧ કંઠમાળ

**ઉપાય ૧ લો**—સરપંખાના મૂળને ગાયના મૂત્ર સાથે ઘસીને તેનો કંઠમાળ ઉપર લેપ કરવો.

**ઉપાય ૨ જો**—તેરસને દહાડે *કાંસકી છોડને નોંતરી ચૌદશને દહાડે સવારમાં તેનું મૂળ કાઢી લાવી તેના ચૌદ કડકા કરવા. પછી કુંવારી છોકરીના હાથે કાંતેલા સૂતરના ચૌદ તારનો દોરો કરી પેલા ચૌદ કડકા અળગા અળગા તે દોરે બાંધવા, ને તે હાર દર્દીની કોટે બાંધવો, એથી રોગ જશે.

**ઉપાય ૩ જો**—ગાયનું ઘી શેર ૧, ગાયનું માખણ ટાંક ૨, વરીઆળી ટાંક ૨, હાલટાં† ટાંક ૨, સીંદૂર ટાંક ૨, કાખીઉટ ટાંક ૨, ટંકણખાર ટાંક ૨, મીણ ટાંક ૨; આ બધી વસ્તુઓનો ખૂબ ખાંડીને ભૂકો કરવો ને મીણ ગરમ કરીને તેમાં નાખવો ને પછી ચોપડવો.

કંઠમાળ સિવાય આ મલમથી દૂધમાળા, જૂઠણી, અને ગરગૂમડાં પણ મટે છે.

**ઉપાય ૪ થો**—કુવારના લાબરાનો રસ ટાંક ૧૦, ને સાકર ટાંક ૫ સાથે દિન ત્રણ સૂધી પાવો.

**ઉપાય ૫ મો**—સિંદૂર, મીઠું, મરી, એરંડીયું, સાબુ, અને મીઠું તેલ; એ બધું સરખે ભાગે લઈ થાળીમાં લોટાથી ઘસવું. પછી તે મલમ કંઠમાળ ઉપર દિન ૨૧ સૂધી ચોપડવો.

**ઉપાય ૬ ઠ્ઠો**—ટીડૂના‡ પાતરાંનો રસ ટાંક ૯ દહીં અછેર સાથે મેળવીને સાત દિન સૂધી ચોપડવું.

---

* એક જાતનો છોડ થાય છે. † ડુંગરમાં છોડ થાય છે. ‡ એક જાતનું ઝાડ થાય છે.

**ઉપાય ૭ મો**—સીંદૂર, એલચી, કંપીલો તથા સાપની કાંચલી સમ ભાગે લઈ કણુઝીયા તેલમાં તાંબાના વાસણમાં ઉકાળી ખળમાં ખળ કરવું; પછી તે મલમ કંઠમાળ ઉપર ચોપડવો.

## ૫૨ કમળાનાં લક્ષણ તથા ઉપાય

**લક્ષણ**—નેત્ર, નખ, અને મૂત્ર પીળું હોય, જ્વર આવે, શક્તિ ઘટે, પેટમાં ચુંક થાય.

**ઉપાય ૧ લો**—રોજ તાંદલજાનો રસ ટાંક પંદર ને સાકર ટાંક ૫ સાથે દિન પાંચ સૂધી સવારમાં પીએ તો કમળો મટે.

**ઉપાય ૨ જો**—એક ટાંક કળીચૂનાને લીંબુની ફાડમાં ઘાલી ચૂસવાથી કમળો મટે. એક ટાંક સૂરાખારને લીંબુની ફાડમાં ઘાલીને ચુસવો.

**ઉપાય ૩ જો**—સુંઠ ટાંક ૦ાા, તુલસીના પાનનો રસ ટાંક ૦ાા, ગોળ ટાંક ૦ાા, કેસર ટાંક ૦ાા, જીરું ટાંક ૦ાા; એ બધી વસ્તુઓને પરતીને તેનો નાસ લેવાથી આ રોગ મટે છે.

**ઉપાય ૪ થો**—ઉટકંટાની જડ ટાંક ૯ પાણીમાં ઘસીને એક વખત પાવી; તેથી ન મટે તો દિન ત્રણ સૂધી પાવી.

**ઉપાય ૫ મો**—કડવી દૂધીને બાફીને તેના પાણીનાં નાકમાં ટીપાં મૂકે તો કમળો તથા ગરમી જાય.

**ઉપાય ૬ ઠ્ઠો**—કાળા ધંતૂરાના પાનાનો રસ કાનમાં મૂકે તો ગરમી તથા કમળો મટે.

**ઉપાય ૭ મો**—ધોળી રીંગણીનો રસ ટાંક એક, ગાયના દૂધ શેર ૦ સાથે આપે, અથવા કાચકાની મીંજ માસા બે ગાયના દૂધમાં ઘસીને દિન સાત સૂધી આપવી.

**પથ્ય**-ગાયનું દૂધ અને ભાત વિના બીજું કાંઈ ખાવું નહિ.

## ૫૩ કંઠે લોહી જામી ગયું હોય ત્હેની દવા

**ઉપાય ૧ લો**—જાંબુડાના ઠળીયાનો ભૂકો કાળા તલ સાથે વાટી ચોપડે તો લોહી વેરાઈ જાય.

## ૫૪ કોઠે વા હોય

**ઉપાય ૧ લો**—ભેંસા ગુગળ ટાંક ૫, અને મીસરી સાકર ટાંક ૫, એળીયો સીકોતરીયો ટાંક ૩, રેવંચીની જડ ટાંક ૨, લવંગ ટાંક ૨, તજ ટાંક ૧; એ સર્વને ખાંડી,કુટી ચણીબોર જેવડી ગોળીઓ કરી, સવાર સાંજ એકેક ગોળી ૨૧ દિવસ સૂધી ખાવી.

## ૫૫ (શરીરે) કરોળીયા થયા હોય

**ઉપાય ૧ લો**—સાબુ બે પૈસા ભાર, તથા બે પૈસા ભાર સાંભર* મીઠું-લૂણુ-એ બે એકઠાં કરી જ્યાં કરોળીયા થયા હોય ત્યાં ઘસવું.

## ૫૬ કપાળમાંથી નાક વાટે લોહી પડતું હોય

**ઉપાય ૧ લો**—ઘી ટાંક ૧૦, ખજૂર ટાંક ૧૦, એ બે વસ્તુઓને એકઠી કરી દિન સાત સૂધી સરખા ભાગે ખવડાવવું.

## ૫૭ કપાળમાંથી કીડા કાઢવાનું

**ઉપાય ૧ લો**—કસુંદરીનાં પાનાં વાટી ત્હેની લુગદી, હજામત કરાવ્યા પછી તાળવે મૂકવાથી કીડા નીકળી જાય.

અથવા—કેસર ટાંક ૧, હરડે ટાંક ૧, વિશી† ટાંક ૧, ગાયનું ઘી પૈ ૫ ભાર, એને કાળી કવર્ણીના‡ તેલમાં ઘસીને ત્હેનો નાસ લીધાથી કીડા નીકળી જાય.

## ૫૮ કંપ વાનો ઉપાય

**ઉપાય ૧ લો**--કડવી દોડીનું મૂળ પાણીમાં ઘસીને કંપ વાવાળી જગોએ ચોપડવું.

## ૫૯ કાયા (શરીર) કંચન જેવી થાય

**ઉપાય ૧ લો**--કાચા દીવેલ રૂ. એક ભારમાં મૂળાનો રસ રૂ. એક ભાર નાખીને પીએ તો કાયા કંચન-સોના-જેવી થાય.

## ૬૦ કફની દવા

**ઉપાય ૧ લો**—સંચળ, ન્હાની એલચી, એ બન્નેને સમ ભાગે લઈ મધ સાથે ચાટવાથી કફ છૂટે છે.

---

* વરાગડું. † ગાંધીની દુકાને મળે છે. ‡ એક જાતનો છોડ.

## ૬૧ કૌવત-બળ-લાવવાની દવા

**ઉપાય ૧ લો**—દુધીનું તેલ મધ સાથે પીએ તો ગરમી જાય, અને આનંદ ભૈરવ સાથે ચાટે તો કૌવત આવે છે.

## ૬૨ કલઈ મારવાની રીત

**ઉપાય ૧ લો**—ભાંગરો શેર ૦।, આંબા હળદર શેર ૦।, કલાઈ એક પૈસા ભારને છાણાં બેની વચમાં મૂકીને ફુંકી દે તો શુદ્ધ થાય. નીચેનાં છાણાં ઉપર ભાંગરો તથા હળદરનો થર કરવો ને તેની ઉપર કલાઇના કડકા મૂકી ફરી તે જ પ્રમાણે થર કરીને ઉપર છાણું મૂકીને બીજાં છાણાં સળગાવવાં.

## ૬૩ કળતરનો ઉપાય

**ઉપાય ૧ લો**—પારો ૨॥ પાઇભાર, ગોળ ૭ પાઇભાર, સીંદૂર શેર ૦।, તેલ શેર ૦॥ અછેર.

પ્રથમ તેલ કકડાવી પાકું કરીને તેમાં ઉપરનાં વસાણાં નાખી દિન એક કે ચાર સૂધી ખળ કરવો, (ખળવું); પછી તે મલમ કળતરવાળી જગાએ ચોપડવો.

## ૬૪ કાળું પ્લાસ્તર કરવાની રીત

**ઉપાય ૧ લો**—સીંદૂર ૧૦ રૂ. ભાર, અને તેલ રૂ. ૨૦ ભાર ઉકાળીને તેની પટી રોગ ઉપર મારવાથી આરામ થાય.

કરી—તેલ, મરચુ, ખટાસ ખાવાં નહિ.

## ૬૫ કળતર ઉપરનો પાક

**રીત ૧ લી**—બીલામા શેર ૦। ઘી શેર ૦॥ અછેર, ઘઊંનું સત્ત્વ શેર ૦॥ અછેર, ખારેક ૫ પાઇભાર, કોપરું ૫ પાઇભાર, ખસખસ ૨॥ પાઇભાર, બદામ ૨॥ પાઇભાર, પસ્તાં ૨॥ પાઇભાર, ચારોળી ૨॥ પાઇભાર, સુંઠ ૫ પાઇભાર, તજ ૦॥। પાઇભાર, અકલગરો ૦॥। પાઇભાર, પીપળી મૂળ ૦॥। પાઇભાર, લવંગ ૦॥। પાઇભાર, મધ શેર ૦॥ અછેર, સાકર શેર ૦॥ ને પાંચ પાઇભાર.

બીલામાના કડકા કરી ઘીમાં કકડાવવા. તે બીલામાના ઘીમાં મેંદો (ઘઉંનું સત્વ) સેકવો, મધ અને સાકરની ચાસણી કરી તેમાં મેંદો અને ઉપરની જણસોનો ભૂકો નાંખવો.

ગુણ—બળ—જોર—આવે, પુષ્ટિ વધે, ધાતુ વધારે અને કળતરને મટાડે.

## ૬૬ કાસ અને શ્વાસ ઉપરની ગોળી

**ઉપાય ૧ લો**—લવંગ, ત્રિફળા ( હરડાં, બેડાં, ને આંબળાં ), વચ્છનાગ (શોધેલો), કાકડાશીંગ, રીંગણી, બેડાં, એ બધાને સમ ભાગે લઈ વાટીને એની કુંવારના રસમાં મરીયાં જેવડી ગોળી બનાવી, તે એકેક ખાધાથી કાસ શ્વાસ મટે છે.

**ઉપાય ૨ જો**—ત્રિકટુ (સુંઠ, પીપર ને મરી,) ટંકણ, શુદ્ધ કરેલો વચ્છનાગ, એ ત્રણેની નાગરવેલના પાનના રસમાં મગ જેવડી ગોળીઓ બનાવીને રોજ એક ખાવી; તેથી કાસ મટે છે.

**ઉપાય ૩ જો**—ત્રિકટુ, ત્રિફળા ( હરડાં, બેડાં, ને આંબળાં ), વાવડંગ, રાસના, દેવદાર, અને બીલીનો ગર્ભ એ બધાંને સમ ભાગે લઈ વાટીને મધ સાથે અવલેહ કરે તો કાસ, શ્વાસ અને કફ મટે.

**ઉપાય ૪ થો**—લવંગ, મરી, ત્રિફળા, ખેરસાલ, એને ખાંડી બાવળની છાલના રસમાં મરીયાં જેવડી ગોળીઓ વાળીને ખાવી.

**ઉપાય ૫ મો**—અરડુસો, સુંઠ, મોથ, ભારંગ, કરીયાતું, લીમડાની છાલ, એનો મધની સાથે ક્વાથ કરીને પાય તો કાસ શ્વાસ મટે.

**ઉપાય ૬ ઠ્ઠો**—મધમાં આદાનો રસ નાંખીને પાવો.

**ઉપાય ૭ મો**—ત્રિફળા, સુંઠ, દારુહળદર, પિપેર, શુદ્ધ કરેલો વચ્છનાગ, હરડે, વાવડંગ, ધંતૂરાનાં બીજ, એને ભાંગના રસમાં વાટીને મગ જેવડી ગોળીઓ કરીને ખાવી. વચ્છનાગ અને ધંતૂરાનાં બીજ, દરેક વસ્તુ ચોથા ભાગની લેવી. બીજી બધી વસ્તુઓ સમ ભાગે લેવી.

**ઉપાય ૮ મો**—ગળોનું સત્વ, મારેલુ તાંબું, બીલી, એનું ચૂર્ણ અરડુસાના રસમાં આપવું. માપ માટે અનુભવી વૈદ્યને પૂછવું.

### ૬૭ કાસલક્ષણ અને ઉપાય

**લક્ષણ**—ઠાંસો થાય, વાતથકી પીડા થાય, પિત્તથી પીળો કફ પડે, તેમ ધોળો પણ કફ પડે, અન્ન ઉપર રુચિ થાય નહિ, તેમ વમન થાય.

**ઉપાય ૧ લો**—મરીયાંની અને આકડાના ફૂલની કોડીયામાં ભસ્મ કરવી, અને તેની આદાના રસમાં ચણોઠી જેવડી ગોળીઓ વાળીને મધમાં રોજ સવારમાં એકેક આપવી.

**ઉપાય ૨ જો**—લવંગ, ત્રીકટુ, ટંકણખાર, અને કડુ, એને સમ ભાગે લેઈ ચૂર્ણ કરવું ને તે ચૂર્ણની કુંવરના લાબરાના રસમાં મરી જેવડી ગોળીઓ વાળીને આપવી.

### ૬૮ કાચી ધાતુ ફૂટી નીકળ્યાનાં ચિન્હ અને તેના ઉપાય

**લક્ષણ**—શરીરે દાહ થાય, ફૂટી નીકળે, ને નેત્રે નુકસાન થાય.

**ઉપાય**—સોનાની ભસ્મ કાચી રહેવાથી ફૂટી નીકળી હોય તો સાકર અને હરડે આપવી.

રૂપાપર–મધ, ને સાકર દિન ત્રણ સૂધી આપવું. તાંબાપર–ભોંય રીંગણી ને સાકર સાથે દિન ત્રણ સૂધી. બંગ ઉપર–કાકડાશીંગ અને સાકર દિન ત્રણ સુધી. હરતાલપર–જીરું અને સાકર આપવાં. મનશીલપર–દૂધ અને મધ આપવાં. અબરખપર–આમળાંને પાણીમાં આપવાં. સુવર્ણમાક્ષિક ધાતુપર–કળથીનો ઉકાળો પાવો, શીલાજીતપર–મરી અને ઘી ખવડાવવું.

સોમલપર–તાંદલજાનો રસ, સાકર સાથે પાવો, અને ધોળો કાથો ગાયના દૂધ અને સાકર સાથે આપવો.

રસકપૂરપર–ધાણા અને સાકર, મુદારશીંગપર–ગાયનું ઘી, સાકર, ને દાડમ ખવડાવવાં.

મોતિ, પરવાળાં ને હીરા ઉપર–ઘી, મધ, અને સાકર, ગાયના દૂધ સાથે આપવા, મોરથુથાપર–લીંબુનો રસ પાવો.

વચ્છનાગ ઉપર–રીંગણીનો રસ દૂધ સાથે આપવો.

અફીણ ઉપર–ટંકણખાર ને તલ.

મોરથુથા ઉપર-ઘી. તેથી ઉલટી થઇને ઝેર-વિષ-ઉતરી જાય છે.

ધંતુરા ઉપર-રીંગણીનો રસ આપવો. તેમ ગાયનું દૂધ ને સાકર.

ભાંગનો ઉતાર-ગાયનું દહી અને સુંઠ આપવી.

ચણોઠી ઉપર-તાંદલજાનો રસ અને સાકર.

ગંધક ઉપર-ગાયનું દૂધ પાવું.

નેપાલાના ઝેર ઉપર-ધાણા, સાકર ને દહી આપવું.

## ૬૯ કર્ણક લક્ષણ અને તેના ઉપાય

**લક્ષણ**—આ દર્દમાં દર્દીના કાન પાસે ગાંઠ થાય, સોજો ચઢે, દુઃખે, સુર ફૂટે, અને પરસેવો છૂટે.

**ઉપાય ૧ લો**—કાયફળ, નાગરમોથ, વજ, પીપર, કડુ અને ભોરંગ તથા ઇંદ્રજવ, ધાણા, રોહીસ, *પુષ્કર મૂળ, જીરૂં, કપૂર, દારુહળદર, હરડે, દેવદાર, કાકડાસીંગ, અને કરીયાતાનો ઉકાળો કરીને પાવો તથા તેમાં હીંગ અને આદાનો રસ પણ નાંખવો.

**મલમ**—દેવદાર, હીંગ, ઘોડાવજ, કુષ્ઠ, ઉપલેટ, કલીંજન, સિંધવ, સુંઠ એનું ચૂર્ણ કરી આકડાના દૂધમાં મેળવીને લેપ કરવાથી ગાંઠ બેસી જશે.

## ૭૦ કંટક ચૂર્ણ બનાવવાની રીત

**ઉપાય ૧ લો**—શોધેલો પારો રૂ. ૧ ભાર, શોધેલો વછનાગ રૂ. ૧ ભાર, શોધેલો ગંધક રૂ. ૧ ભાર, અને મરી તોલો ૧, એ બધાનું સમ ભાગે ચૂર્ણ કરીને ત્હેને રીંગણીના રસમાં દિન ૨૧ સુધી પટ દેવો. પછી ત્હેની ત્રણ રતી ભારની ગોળીઓ વાળવી. આ ગોળીઓ ખાધાથી જઠરાગ્નિ તેજ થાય છે. તેમ અજીર્ણને મટાડે છે.

## ૭૧ બેન† તથા સસનીની‡ દવા

**ઉપાય ૧ લો**—મરી શેર ૦। ને ખરશાણીયા થુએરના દૂધમાં બુડી જતા સુધી મૂકે (ડૂબાડી દે), પછી મટોડીના વાસણમાં ઘાલી તે વાસણ ચુલા

* દીવેલા-એરંડા-નું મૂળ. † કફ, ગળફા પડે. ‡ ગળામાં કફ બોલ્યા કરે.

આગળ ખાડો ખોદીને તેમાં સાત દહાડા સૂધી દાટી મૂકે, આઠમે દહાડે કાઢી તેમાંના મરીના દાણા પહેલા દિવસે પાંચ ખાવા, પછી રોજ એકેક વધારે એમ ખૂટી જતા સૂધી ખાવા.

**બેનનો ૨ જો ઉપાય**—કુંવરનું લાવરુ ટાંક ૫, મરેઠીનો રસ ટાંક ૫, અને અજમો ટાંક ૫, ઇસ્પન ટાંક ૫, પીપર ટાંક ૫, લોહભસ્મ ટાંક ૫, એ સર્વને ખાંડીને દૂધમાં ચણીબોર જેવડી ગોળીઓ કરવી ને રોજ એકેકી પૂરી થતા સૂધી ખાવી.

**ઉપાય ૩ જો**—કાળી બકરીની પીઠ ઉપરના બાલ, કુલડીમાં બાળી રાખ કરવી, પછી ખરસાણી થુએરના રસમાં તે રાખની ગોળી તુવેરના દાણા જેવડી કરવી, રોજ ગોળી એક ખાઇને તડકે બેસવું. તેથી મોઢાની વાટે તથા ફેરે જવાની વાટે બેન નીકળી જાય.

પથ્ય—ભાત ને મગની મોળી દાળ વિના બીજું કશું જમવું નહિ.

**ઉપાય ૪ થો**—બેન અને ખાંસીની દવા—ગાયનું મૂતર મણ ૧ા, અંધો-લિયામાં ઉકાળવું, ને બળતાં બળતાં શેર ૧ા બાકી રહે ત્યારે ઉતારી લેવું. પહેલાં સવા મણ મૂતરમાં ખારજત ૯ નવને અંધોલીયામાં મેલીને ઉકાળવું. પછી શેર ૧ા ને આશરે રહે ત્યારે ઉતારીને માંહે અેડુસાની રાખ શેર ૦ા, ભોટીંગણી રાખ શેર ૦ા, કલેઢામાંની બાળીને નાંખવી, અજમો શેર ૦ા, ઝીંઝોટાની રાખ શેર ૦ા એ બંને નાંખવા, ને પછી ત્હેમાં નીચેના તેજાના પણ નાંખવા.

સુંઠ શેર ૦ા, પીપર પૈસા ૨ ભાર, પીપળીમૂળ ૨ પૈસા ભાર, લવંગ ૧ પૈસાભાર, તજ ૧ પૈસા ભાર, નગોડ* તથા કુંવારનો રસ ટાંક ૯, માંહે મેળીને ટાંક ૧ ને આશરે નાગરવેલના પાનમાં ખવડાવવો. તેની ઉપર ખોરાકઃ—ઘહૂંની ખાખરીઓ મધ ગાયના ઘી સાથે ખાવી. તેલ, મરચું, હીંગ ને ખટાઈ ખાવી નહિ.

## ૭૨ ખરજવાની દવા

**ઉપાય ૧ લો**—કેળાની છાલને બાળીને રાખ કરવી, પછી ગાયના ઘીમાં નાંખીને તેનું ખરજવાપર મર્દન કરવું, તેથી ખરજવું મટી જશે.

---

* નદી ઉપર અક છોડ થાય છે.

**ઉપાય ૨ જો**--મોરથુથુ ટાંક ૧, લોધર ટાંક ૧, વાવડંગ ટાંક ૧, મનશર ટાંક ૧, રાલ ટાંક ૧, હરીઆલ ટાંક ૧, કશીશાં ટાંક ૧, કંપીલો ટાંક ૧, ગંધક શોધેલો ટાંક ૧, ઉપલેટ ટાંક ૧, દારુ હળદર ટાંક ૧, ઉજળી કરણનું મૂળ ટાંક ૧, આ બધી વસ્તુઓને તેલ શેર એકમાં ઉકાળવી ને પછી તે તેલ લગાડવાથી ખરજવું મટે છે.

**ઉપાય ૩ જો**—કોઠ, કંકુ, કંપીલો, આંબા હળદર, પારો, કણઝીયુ તેલ, અને આમલ સારો ગંધક સમ ભાગે લેવું. પ્રથમ પારો અને ગંધક બંનેને સાથે ખળમાં નાંખીને ખળ કરવો. પછી ઉપરની વસ્તુઓ તેલમાં નાંખી હલાવીને ખરજુવા ઉપર ચોપડવું.

**ઉપાય ૪ થો**—ખરજવું, દરાજ, અને ચાંદાની દવા–કુંવાડિયા–પુંવાડીયા–નાં બીજ, અને લાલ ચોખા* એને ગાયની છાશમાં વાટીને લેપ કરવાથી ઉપરનાં ત્રણે દર્દ મટે છે.

## ૭૩ ખાંસી-(ઉધરસ)

**ઉપાય ૧ લો**—કુંઆરને થડથી લાંબું કાપી તેમાંથી લાલ જરદ નીકળે, તે રોજ એક એક આંગળી ભરીને ચાટવી. એમ સાત દહાડા સૂધી ચાટવું. તેમાં રોજ એકેકી આંગળીનો વધારો કરતા જવું. તેમ સાત દિન પૂરા થયા પછી રોજ એકેકી આંગળી ઓછી કરતા જવું. એકંદર ચૌદ દહાડા સૂધી ચાટવાનું છે. આથી ખાંસી સિવાય સળેખમ, અજીર્ણ અને વાયુની ચુંક પણ મટે છે.

**ઉપાય ૨ જો**--ખાંસી તથા કફનો ઉપાય–પંચાંગ ભોંય રીંગણીને સૂકવીને બાળવી. ખાખ કાળી થાય એટલે નાગરવેલના પાનના બીડામાં રોજ રતી ૪ કે રતી ૨ાા સૂધી આપવી. પાન ન મળતાં હોય તો એમ ને એમ પણ ફાકવી, તેથી ખાંસી, દમ, ને કફ મટે છે.

## ૭૪ ખસની દવા.

**ઉપાય ૧ લો**—સીંદૂર, ગંધક, મોરથુથુ, પારો, અને આમળાં સમ ભાગે લઇને વાટી ગાયના ઘીમાં મેળવી લેપ કરવાથી ખસ મટે છે.

---

* સાઠી–વરી–ના ચોખા.

## ૭૫ ખારની ગોળી.—(ભૂખ, ચુંક, અને વાયુ ઉપરની)

**ઉપાય ૧ લો**—સુંઠ ૨, મરી ૨, પીપર ૨, સંચળ ૨, સીંધવ ૨, સુરોખાર ૨, વરાગડું મીઠું ૨, અને નવસાર ૧ ભાગ લઈ એ બધાને બારીક વાટીને લીંબુના રસમાં બોર જેવડી ગોળીઓ કરી રોજ એકેક ખાવી, તેથી ભૂખ લાગે છે, તેમ ચુંક અને વાયુ મટે છે.

## ૭૬ (પેટમાં) ગોળાનું દર્દ હોય

**ઉપાય ૧ લો**—ગાયનું મૂતર ટાંક ૧૦, લીંબુનો રસ ટાંક ૧૦, સાજીખાર ટાંક ૧, એરંડીયું-દીવેલ-ટાંક ૩ એ ચારેને ખૂબ પીસી મ્હોટા માણસને દિન ૭ સુધી તથા ન્હાના બાળકને તેનો ચોથો ભાગ દિન સાત સુધી પાયાથી રોગ મટે. વળી આ દવાથી પીહો* અને બરોળ પણ મટે છે.

**ઉપાય ૨ જો**—પેટમાંની ગાંઠ તથા ગોળાની દવા–આકડાનાં પાનાં શેર ૨૪, રીંગણીનાં મૂળ શેર ૨ાા, થોદર રીંગણીનું† મૂળ શેર ૨ાા, મૂળાનું પાણી શેર ૪, કુંવારનાં લાબરાં શેર ૪, ઇંદ્ર વાયણાનાં ફળ ૧૪, સુંઠ શેર ૧, સંચળ શેર ૦૧, સુરોખાર શેર ૦૧, હળદરના ગાંઠીયા શેર ૦ાા, ચણા કાચા શેર ૦ાા અને એરંડીયું શેર ૦ાા,

આ બધાંને કાપી ખાંડી કુટીને હાંલ્લામાં થરેથર મૂકી ઉપર ચતી ઢાંકણી મૂકવી. પછી ચાર પહોર સુધી છાણાની અગ્નિ કરવી. એટલે બળીને રાખ થયા પછી કોરા વાસણમાં ભરવી ને તેમાંથી રોજ એક મહોર ભાર (પાચન કરી શકે તો બે મહોર ભાર) ગાયના મૂતર શેર ૦૧ સાથે આપવું. તેથી ખાધેલું પાચન થશે, ભૂખ ઉઘડશે, ત્હેની સાથે શ્વાસનો વ્યાધિ પણ મટશે.

## ૭૭ (પેટમાં ગુલ્મ) ગોળો તથા વાયુનો ગોળો ઉંચો ચઢતો હોય ત્હેની દવા

**ઉપાય ૧ લો**—કંટાલા ગુએરનાં પાંદડાં સુપડું ભરીને લાવવાં, પછી ત્હેને વરાગડા મીઠામાં આથવાં. પછી ત્હેમાં બબ્બે રૂપીયા ભાર, નવ જાતના ખાર લાવીને તે પાનાં સાથે ખાંડવા. પછી રાઈ શેર એક ભરડી ઝાડકીને આ

* પ્લીહ બરોળ જેવી પેટમાં ગાંઠ થાય છે. † રીંગણીની એક જાત થાય છે.

બધામાં ભેળવવી, તેમ સરસીયું તેલ (સરસવનું તેલ) શેર બે તેમાં ભેળવવું; પછી નીચે લખેલો મસાલો ત્હેમાં નાંખવો.

લસણ શેર ૦॥, સુંઠ શેર ૦॥, કાળાં મરી ટાંક ૯, પીપર આખી ટાંક ૯, પીપળી મૂળ ટાંક ૯, અને લવંગ, તજ, જાએફળ અને જાવંત્રી એકેક ટાંક સમ ભાગે નાંખવી. પછી તેમાં હળદર ખાંડીને શેર અછેર તથા આદુ શેર ૧ માંહે ભેળવવું. પછી તેનું અથાણું રોજ નયણે કોઠે એક બે પાંતરાં જેટલું ખાવું. તેમ જમતી વખતે પણ ખાવું, તેમ રુચે તો અમથું પણ ખાવું. આથી (ગુલ્મ) ગોળો, અને વાનો ગોળો મટીને સારું થાય છે.

ત્રણ દહાડા કરી કરવી. ખાટું, ખારું ખાવું નહિ.

### ૭૮ ગળશૂણાં થયાં હોય ને ગળું આવ્યું હોય

**ઉપાય ૧ લો**—કાંસકીના પાતરાંનો રસ ટાંક ૯, જીરું ટાંક ૦॥ એ બેને વાટી એકઠું કરી ચોપડવું, તેમ ભીંડાના પાનાંની ભાજી ઉની કરીને બાંધે તો પણ સારું થાય.

### ૭૯ ગળ ગુમડાંનો ઉપાય

**ઉપાય ૧ લો**—ખજૂર ટાંક ૫ અને સાબુ ટાંક ૩ ને જૂદાં જૂદાં ખાંડીને એકઠાં કરવા. પછી ત્હેનો પાટો જરા ગરમ કરીને ગુમડા ઉપર બાંધવો, બે દહાડા સુધી પાટો બાંધેલો રાખી છોડી જોવું. જો ગુમડું ન રુઝાયું હોય તો પાટો બાંધતા પહેલાં સાજીખાર ટાંક ૧ અને જવખાર ટાંક ૧ એ બન્નેને મધ સાથે ઘસીને ગુમડા ઉપર ચોપડવું અને ત્હેની ઉપર પેલો પાટો બાંધવો, એટલે સારું થશે.

### ૮૦ ગળામાં ગળધાઈ બળતી હોય

**ઉપાય ૧ લો**—સાત દહાડા સુધી ઉનું પાણી પીવાથી ગળધાઈ મટે છે.

### ૮૧ ગળીયા બળદની દવા

**ઉપાય ૧ લો**—નગોડનો રસ ટાંક ૧, મેથીનો ભૂકો ટાંક ૧, મરીનો ભૂકો ટાંક ૧, એ ત્રણેને એકઠાં કરી દિન સાત સુધી બળદની આંખે આંજે તો તેનું ગળીયાપણું મટે.

## ૮૨ ગંધકનું તેલ કાઢવાની રીત

**રીત ૧ લી**—આમળસારો ગંધક શેર ૦ાા લાવીને ખાંડવો, પછી ત્હેને ખળમાં નાંખીને પરતવો, પરતતી વખતે તેમાં આકડાનાં પાકાં પાંદડાંનો રસ શેર બે નાંખવો. રોજ ત્રણ પૈસા ભાર રસ મૂકીને ખળવું. આ પ્રમાણે ફાગણ માસથી તે વૈશાખ માસ સુધી એટલે એક માસ સુધી પરતવું, એટલે તેમાંથી તેલ નીકળશે. તે તેલ શીશીમાં ઘાલી મૂકીને રોજ સળી એક બોળીને નાગરવેલના પાનને ચોપડીને તે પાન ખાવું.

**ફાયદા**—ત્રણ શેર અનાજ ખાય તેટલી ભૂખ લાગે છે. ગયેલું પુરુષાર્થ મળે છે—એટલે પુરુષ જે નામર્દ થઈ ગયો હોય તો ફરી મર્દ થાય છે. સ્રીને ગર્ભ—પેટ—ન રહેતું હોય તો રહે છે.—એટલે સ્રી સગર્ભાં થાય છે.

## ૮૩ ગણપતિ આગળ કરવાના ધૂપની રીત

**ઉપાય ૧ લો**—ચંદન, ગેરુ ચંદન, અગર, કસ્તુરી, *પોસીઓ, કપૂર, †મૃગમદ, ‡ગજગંધ, એ સર્વને એકઠું કરી વાટવાથી ધૂપ બનશે.

## ૮૪ ગરમી મટવાનો ઉપાય

**ઉપાય ૧ લો**—આંમળાં અને હળદરના ગાંઠીયા, એ બન્નેને રાતે પાણીમાં પલાળી મૂકી સવારે ચોળી મસળીને તેનું પાણી દિન ત્રણ સુધી પીએ તો ગરમી ઝાડા સાથે ઝરી જાય.

**ઉપાય ૨ જો**—એક શેર કડવી દૂધીને પાણીમાં બાફીને પાણીનાં ટીપાં ચાર નાકમાં મૂકવાથી ગરમી ઝરી જાય છે. તેમ કમળો પણ મટે છે.

**ઉપાય ૩ જો**—દૂધીનું તેલ મધમાં પીધાથી ગરમી મટે છે.

## ૮૫ ગુમડું પાકું, કે તેવા દર્દને પકવી મ્હોં કરવાનો લીલો મલમ કરવાની રીત

**ઉપાય ૧ લો**—મોરથુથુ ૧ પૈસા ભાર, જંગાલ ૧ પૈ ભાર, ખડીયો ખાર, ટંકણખાર, નવસાર, સુરોખાર, અને સોમલ એ પાંચે ખાર પૈસા ૦। (પા) ભાર, એ બધાંનો ખળ કરવો અને પછી તેલ ૧ાા પૈસા ભાર ઉકાળીને તેમાં

---

* ગાંધીની દુકાને મળે છે. † કસ્તુરી. ‡ ગાંધીની દુકાને મળે છે.

બધું નાખનું ને હેઠું ઉતારી ટાઢું પડવા દેવું. ગમે તેવું ગુમડું કે પાકું હોય ત્હેની ઉપર એક આંગળી બોળીને ટકોર મારે તો મોં થાય.

**ઉપાય ૨ જો**—(ગુમડું પકવવાનો તથા અંગુર સફેત થયું હોય તેને રાતું કરવાનો મલમ.) લીલો જંગાલ ૨ પાઈ ભાર, મીણ બતીનું ૨ પાઈ ભાર, તેલ ૮ પાઈ ભાર. • પ્રથમ તેલ તથા મીણ ઉન્હુ કરીને તેમાં લીલો જંગાલ વાટીને નાંખવો ને ખળ કરવો, એટલે મલમ થશે, તેની પટી મારવાથી ગુણ થશે.

**ઉપાય ૩ જો**—(ગુમડું, પાકું અને ચાંદી ઉપરનો મલમ.)–ખાપરીયું પાઈ ૧ ભાર, હીરાદખણ ૧ પાઈ ભાર, બોદાર ૧ પાઈ ભાર, બીરાજો ૧ પાઈ ભાર, કપૂર ૧ પાઈ ભાર, મીણ બતીનું ૨ પાઈ ભાર, ઘી ૯ પાઈ ભાર. પ્રથમ ઘી અને મીણ ઉકાળવું ને ઉકળતી વખતે ઉપરની જણસો ખાંડીને તેનો ભૂકો નાંખવો. પછી ખળમાં ખળ કરવાથી મલમ થાય તે ચોપડવો.

### ૮૬ ગાય તથા ભેંસ દૂધ દોહોવા ન દેતી હોય તેનો ધૂપ

**ઉપાય ૧ લો**—સાપની કાંચળી, ગંધક અને ગુગળ, એ ત્રણ વાનાની ગોળી કરીને તે ગોળીનો ગાય કે ભેંસના મોં આગળ ધૂપ દીધાથી ગાય તથા ભેંસ દોહોવા દેશે.

### ૮૭ ગર્ભ ધારણ કરવાની વિધિ (સગર્ભા થવાનો ઉપાય)

**ઉપાય ૧ લો**—સ્ત્રીને ઋતુ સમયે પારસ પીપળાના મૂળને ગાયના દૂધમાં ઘસીને પાવાથી ગર્ભ રહેશે.

### ૮૮ ગંડમાલ-લક્ષણ અને ઉપાય

લક્ષણ–ગળાની આગળ પાછળ ફોલ્લા થાય અને અંદર દુઃખ થાય.

**ઉપાય ૧ લો**—કણઝીની છાલનો ઉકાળો કરી સુંઠ સાથે આપવો. ગાંઠ ઉપર સાજીખાર, મૂળાનો રસ, અને શંખ ચૂર્ણનો લેપ કરવો.

### ૮૯ ગંધકને શોધવા-શુદ્ધ-કરવાની રીત

એક તોલો આમલસારો ગંધક લેઇને ત્હેના સોપારી જેવડા કડકા કરવા, પછી એક માટીના કોરા વાસણમાં શેર એક દૂધ લેઇને ત્હેનું સપેત-ધોળા-કોરા લૂગડાંથી મોઢું બાંધવું. પછી માટોડીને પલાળીને તે ઉપર કુલડીની માફક ચારે

તરફ જરા ઉંચી કોર બાંધી લેવી ને તેની અંદર પેલા કોરા લૂગડામાં ગંધકના કડકા મૂકી, તેની ઉપર માટીની ઠીબમાં દેવતા ભરીને તે મૂકવી. તેથી ઠીબના દેવતાના તાપે કપડામાંનો ગંધક ઓગળી જઈ વાસણની અંદરના દૂધમાં પડશે, એટલે દેવતા કાઢી નાંખી દૂધમાંથી ગંધક કાઢી લઈ દવાના કામમાં વાપરવો. ગંધકવાળા દૂધને કાઢી નાંખવું, અથવા જેને ખસ, અથવા લૂખસ થઈ હોય, ત્હેને શરીરે ચોપડવા આપવું, એટલે તેથી લૂખસ, કે ખસ મટશે.

સાવચેતી-ગંધકવાળું દૂધ પીવું નહિ.

## ૯૦ ઘેલછા-ગાંડપણ-ની દવા

**ઉપાય ૧ લો**—બાવચી શેર ૨ાા ને ગાયના મૂતરમાં આથવી. અથાયા પછી કાઢીને વાટવી. પછી ત્હેમાં પારો ટાંક ૫, અને ટંકણખાર ટાંક ૫ નાંખીને ખળ કરવો. પછી ત્હેમાં ગોળ શેર ૧ાા નાંખીને તેની ગોળીઓ ટાંક ૧ાા ભારની કરવી અને સવાર સાંજ એકેકી ખાવી.

## ૯૧ ઘોડાની પીઠનો ઉપાય

**ઉપાય ૧ લો**—પીપળાની સૂકી છાલ લાવી તેને બારીક ખાંડીને પીઠ ઉપર ભભરાવવી.

## ૯૨ ઘા રુઝવવાનો મલમ

**ઉપાય ૧ લો**—હીરા દખણ ટાંક ૧, બોદાર ટાંક ૧, સીંદૂર ટાંક ૧, હીંગલોક ટાંક ૧, રુમી મસ્તકી ટાંક ૧, મનસીલ ટાંક ૧, ઘાપણ કાચો ટાંક ૧, રતાંજલી ટાંક ૧, રાલ ટાંક ૧, બિરજો ટાંક ૧, માયાં ટાંક ૧, કલઈ સફેતો ટાંક ૧, કીદરુ ટાંક ૧, મીણ ટાંક ૯; એ બધાંને વાટી કપડછાણ કરવું. પછી ઘી શેર ૦ાા માં મીણ નાંખી કકડાવી તેમાં ઉપરનું ચૂરણ નાંખી હલાવવું ને તુરત ઉતારી લેઈ પાણી રેડીને ધોવું એટલે મલમ થશે. આ મલમથી ઘા ઉપર રુઝ આવે છે.

## ૯૩ શરીરે ચેળ બહુ થતી હોય તેની દવા

**ઉપાય ૧ લો**—સરસવને દેવતા ઉપર તતડાવીને લીમડાના પાનાં સાથે વાટીને ચોપડવા.

**ઉપાય ૨ જો**—અફીણ, કપૂર, લીંબુનો રસ, નીમક (મીઠું), બાજરીનો લોટ, એ બધું સમ ભાગે એકઠું કરી દિન ત્રણ સૂધી મલમ કરીને શરીરે ચોપડવાથી ચેળ મટે છે. ચોપડ્યા પછી તડકે ફરવું ને પછી ન્હાવું જોઇએ.

## ૯૪ ચાંદાનો મલમ

**ઉપાય ૧ લો**—ફટકડી, સોપારી, અને ભાંગટા; એ ત્રણેને સરખે ભાગે લઈ વાટીને ગાયના ઘી સાથે ચોપડે તો આરામ થાય.

**ઉપાય ૨ જો**—રાલ, સીંદુર, કંપીલો, એલચી દાણા, કાથો, બોદાર, ઊપલેટ, એ બધું અર્ધા રૂપીયા ભાર લેઈ વાટી કપડછાણ કરી ગાયના ઘીમાં કાલવીને ચોપડ્યાથી મટે.

**ઉપાય ૩ જો**—ત્રિફળા પાઈ ૩ ભાર, મોરથુથુ ૧ પાઈ ભાર, ત્રિકટુ પાઈ ૩ ભાર, ફૂલાવેલી હરતાલ ૧ પાઈ ભાર, મનસલ ૧ પાઈ ભાર, રાલ ૧ પાઈ ભાર, રસવંતી ૧ પાઈ ભાર, સુરમો ૧ પાઈ ભાર, સોનાગેરુ ૧ પાઈ ભાર, પારો ૧ પાઈ ભાર, ગંધક ૧ પાઈ ભાર, સિંદૂર ૧ પાઈ ભાર, મીણ ૮ પાઈ ભાર, ઘી ૨૪ પાઈ ભાર. ઘી તથા મીણ ઉનાં કરી તેમાં ઉપરની રકમો વાટીને નાંખવી એટલે મલમ થશે.

**ઉપાય ૪ થો**—મીણ ટાંક ૩, કંપીલો ટાંક ૩, હીરા દખ્ખણ ટાંક ૩, મસ્તકી ટાંક ૧ સિંદૂર ટાંક ૧॥,

ગાયનું ઘી ટાંક ૯ ઉકાળી તેમાં ઉપરની જણસો વાટીને નાંખવી ને ખળમાં ખૂબ પરતવી. એટલે મલમ થશે. તે મલમ ચાંદા ઉપર દિન ૫ સૂધી ચોપડવાથી ચાંદાં મટે છે.

**ઉપાય ૫ મો**—જહુએરની *છાલ, ભૂકો કરીને ચાંદા ઉપર ભભરાવવી.

**ઉપાય ૬ ઠ્ઠો**—ઉંટનું હાડકું બાળીને તેની રાખમાં સહેજ—જરા—મોરથુથુ વાટીને મેળવવું ને તે ચાંદાં ઉપર દિન ૫, કે ૭ સાત સૂધી ભભરાવવું.

**ઉપાય ૭ મો**—(ઘા ઉપર તથા ચાંદા ઉપરનો મલમ) સફેતો ટાંક ૧૦, કથ્થુ ટાંક ૧૦, રાલ ટાંક ૧૦, ફટકડી ટાંક ૧૦, મીણ ટાંક ૦॥, કોપરેલ શેર

* નદી કિનારે જે વાળા થાય છે તે. જેની ટટ્ટીઓ બને છે તે જવાસાના વાળા.

૦ાા ને ઉકાળી તેની અંદર ઉપરની જણસો ખાંડીને નાંખવી ને પરતવી, એટલે મલમ થશે.

**ઉપાય ૮ મો**—(ચાઠું રુઝાતું ન હોય તેની દવા) મધ શેર ૦ા મધ્યે સોનાગેરુ ટાંક ૫ નાંખી ત્હેની આંગળી ચાંદાપર મૂકવી, તેથી રુઝ વળશે.

## ૯૫ ચંદન ઘોના ઝેરનો ઉપાય

**ઉપાય ૧ લો**—ડમરાના રસનું અંજન કરવું, તેમ ડંખ ઉપર ચોપડવું. માથે બે બેડાં પાણીની ધારા કરવી.

**ઉપાય ૨ જો**—ઘોડાના મૂતર શેર એમાં ભોંયરીંગણી પંચાંગ લાવી તેનો દોઢ પાશેર ભૂકો (૦ા=) નાંખીને ઉકાળવું. રસ જાડો થાય એટલે ઉતારતી વખતે તેમાં મધ ચોખ્ખું દોઢ પાશેર નાંખીને હલાવવું. પછી ત્હેમાં ખેરસાલ ચાર રૂપીયા ભાર વાટીને નાંખવો ને હલાવીને ચીનાઈ કાચના પ્યાલામાં રાખી મૂકવું. પછી તે વાલ બે થી ચાર સૂધી પાણીમાં પાવું.

## ૯૬ ચુંકની દવા

**ઉપાય ૧ લો**—સુંઠ, મરી, પીપર, ફટકડી, આંબા હળદર, સંચળ, અજમોદ, સાજી, અને ફૂલાવેલી હીંગને સમ ભાગે લેઈ તેનું ચૂર્ણ કરીને ફાકી મારવી.

## ૯૭ સ્ત્રીના ગર્ભમાં છાડ બાજયું હોય તેની દવા

**ઉપાય ૧ લો**—જે સ્ત્રીના પેટમાં છૉડ બાઝયું હોય ને તેથી ત્હેને ફરજંદ છોકરાં–ન થતાં હોય તેની દવા.

રાયણના ઠળીયાની મીંજ, તુલસીનાં પાંતરાં અને એળીયો એ ત્રણેને સમ ભાગે લેઇને ખળમાં નાંખીને પરતવું ને આંગળ ચારનો કપડાનો કાકડો દવાવાળો કરીને તેનો યોનિ માંહે ધીમે ધીમે ઘાલીને લેપ કરવો, એમ ત્રણ દિવસ સૂધી કર્યાંથી છોડ પડી જશે ને પછી ગર્ભાધાન–મહિના–રહેશે.

## ૯૮ છોકરાં રડતાં હોય તેની દવા

રવિવારને દહાડે પહેલે પહોરે છોકરાના માથા ઉપર મુશળું–સાંબેલું–સાત વાર ઉતારીને (ત્હેને છોલીને) તેની છાલ છોકરાની કોટે બાંધવાથી રાઢ જાય.

## ૯૯ જસત મારવાની વિધિ

**ઉપાય ૧ લો**—કથીર તોલા ૪, અજમો તોલા ૬, હળધર તોલા ૬, અને ખાખરાની રાખ તોલા ૩, એ બધું એકઠું કરી ઠીબમાં મૂકવું ને નીચે અગ્નિ-દેવતા સળગાવી તેમાં જસતના કડકા થોડાથોડા મૂકતા જવું, એટલે તે બળીને તેની રાખ થશે.

## ૧૦૦ માથામાં જુઓ પડી હોય તેનો ઉપાય

**ઉપાય ૧ લો**—પારો, તુલસીના પાનાંનો રસ અને ધુપેલ એ ત્રણેને એકત્ર કરી માથામાં ભરવાથી જુઓ મરી જશે, તેમ ફોલ્લા મટી જશે.

## ૧૦૧ જીર્ણ જવરની દવા

**ઉપાય ૧ લો**—પીપળી મૂળ શેર ૦ાા લઈ તેને ખૂબ ઝીણાં વાટવાં. પછી લીંબુ શેર એકના રસમાં ત્હેની ચણી બોર જેવડી ગોળીઓ કરીને રોજ સવારમાં એક ખાવી. આથી જીર્ણ જવર જશે, એટલું જ નહિ પણ ત્હેનાથી વાયુ, શ્વાસ, ઉધરસ, કફ, જ્વર તેમ શીત જ્વર પણ જશે.

## ૧૦૨ ઝાડો-દસ્ત-બંધ કરવાની દવા

**ઉપાય ૧ લો**—કાચો હીંગળો ટાંક ૧, લવંગ ટાંક ૧, મોચરસ ટાંક ૧, સાકર ટાંક ૧ અને અફીણ ટાંક ૧, એ બધાંને વાટી ચણા જેવડી ગોળી કરી ચોખાના ધોવણ સાથે રોજ સાંજે એકેક ખવડાવવી.

**ઉપાય ૨ જો**—હીંગલો ટાંક ૧, મોચરસ ટાંક ૧, લવંગ ટાંક ૧, અફીણ મીસરી ટાંક ૧, સાકર ટાંક ૧, એ બધાંને વાટી ચોખાના ધોવણમાં ચણીબોર જેવડી ગોળી કરી ચોખાના ધોવણ સાથે રોજ સાંજે એકેક ખવડાવવી.

## ૧૦૩ દરેક જાતના ઝેરનો ઉપાય

**ઉપાય ૧ લો**—જાઇનાં પાતરાં તથા કડવી નાઇનાં પાતરાં, કડવી દૂધીનું મૂળ અને સંચલ, એ બધાંને ટાઢા પાણીમાં વાટીને પાય તો ઝેર ઉતરે.

**ઉપાય ૨ જો**—ગુગલ, આકડાનું દૂધ, તેલ, આમલીના મૂલનો રસ કાઢીને પાવાથી ઝેર ઉતરે છે.

**ઉપાય ૩ જો**—એલચી પૈસા ૨ ભાર, અને ભેંસના કાનનો મેલ ૪ પૈસા ભાર, એ બંનેને ગાયના ઘીમાં એકઠું કરીને ઘુંટવું ને પછી ખવડાવવું તેથી ઝેર ઉતરે છે.

## ૧૦૪ ઝેરની પરીક્ષા

**ઉપાય ૧ લો**—જે માણસને ઝેર ચઢ્યું હોય, ત્હેને કાળી મટોડી ખવડાવીને પૂછવું. જો ખારી લાગે તો જાણવું, કે તેને કાળો સાપ કરડ્યો છે ને મીઠી લાગે તો તે ઉંદરનો દંશ છે એમ જાણવું.

જો માટી તીખી લાગે તો હરેક જાતના સર્પનો દંશ જાણવો. ત્હેના ઉપાય–ધંતુરાનું જીંડવું ગાયના મૂતરમાં ઘસીને દંશ ઉપર ચોપડવાથી સર્વ તરેહનું ઝેર ઉતરી જાય છે.

## ૧૦૫ ઉંદરના ઝેરનો ઉપાય

**ઉપાય ૧ લો**—આકડાનાં પાનાં તથા ગુગલ બેને ભેગાં વાટી, છુંદીને તેની થપોલી દંશ ઉપર મૂકવી; તેમ આકડાના પાનાનો રસ તથા દીવેલ દંશ ઉપર ચોપડવાથી પણ ઉંદરનું ઝેર ઉતરે છે.

## ૧૦૬ ટાંકી ઉપરનો ધોળો મલમ

**ઉપાય ૧ લો**—કલાઈ સફેતો ૫ પૈસા ભાર, કપુર ૦॥ પૈસા ભાર, બરાસ ૦। પાઈ ભાર અને તેલ ૫ પૈસાભાર. તેલને ધીમા તાપે ઉકાળી ચીકાસ આવે એટલે તેમાં ઉપરની વસ્તુઓ ખાંડીને નાંખવી ને તે ટાંકી ઉપર ચોપડવી એટલે ઠંડક વળીને મટશે.

## ૧૦૭ ટાંકી અને વિસ્ફોટકની દવા

**ઉપાય ૧ લો**—ઇંદ્રવાયણાના મૂળની ગોળ સાથે ૧૪ ગોળીઓ કરવી, અને સવાર સાંજ એકેકી ખાવી. આથી રેચ લાગીને રોગ મટશે.

## ટાંકી તથા વિસ્ફોટકની ગોળી

**ઉપાય ૨ જો**—ચોખ્ખો પારો પાઈ ૧ ભાર, અજમો પાઈ ૧ ભાર, હીંગળો ચોખો પાઈ ૧ ભાર, અજમોદ પાઈ ૧ ભાર, અકલગરો પાઈ ૧ ભાર, ગોળ જુનો પાઈ ૫ ભાર, એની બોર જેવડી ગોળીઓ કરીને રાયતી કેરીની સાથે ખાવી.

### ૧૦૮ ટાંકી, વિસ્ફોટક ને પરમિયાની દવા

**ઉપાય ૧ લો**—બીલામા શેર ૦।, ખોરાસાની અજમો શેર ૦।, અકલકરો શેર ૦।, કાળા તલ શેર ૦।, અજમોદ શેર ૦।, એલચી દાણા પૈસા ૧ ભાર, પારો ૧ પૈ ભાર, એની જૂના ગોળમાં ચણી બોર જેવડી ગોળીઓ વાળીને ખાવી.

### ૧૦૯ ટાંકી અને ચાંદી ઉપરનો મલમ

**ઉપાય ૧ લો**—ચીકણી સોપારી પૈ ૬ ભાર, બોદારસીંગ ૧ પૈ ભાર, સોનાગેરુ ૦।। પૈ ભાર, મીણ બતીનું પૈ ૧ ભાર, એ બધું ખાંડી કપડછાણ કરી ઘી ૭ પૈ ભારમાં નાંખી ખળ કરવાથી મલમ થાય. તે મલમ ચોપડવો.

**ઉપાય ૨ જો**—બોદાર ૧।। પૈ ભાર, લોબાન ૨ પૈ ભાર, હીંગળો કાચો ૩।। પૈ ભાર, મીણ ૩।। પૈ ભાર, એ બધાનું ચૂર્ણ કરી તેલ ૭ પૈ ભાર તથા મીણને ઉકાળી ત્હેમાં નાખી ખળ કરવાથી મલમ થશે તે ચોપડવો.

### ૧૧૦ સ્ત્રી તથા પુરુષને કજગાએ ચાંદી થઈ હોય ત્હેનો મલમ

**ઉપાય ૧ લો**—હીરા દખ્ખણ ૪ પૈ ભાર, બોદાર ૪ પૈ ભાર, રાળ ૪ પૈ ભાર, મીણ બતીનું ૨ પૈ ભાર, ચરબીનું મીણ ૨ પૈ ભાર, ઘી ૧૬ પૈ ભારને કકડાવી તેમાં ઉપરની વસ્તુઓ ખાંડીને નાંખી ખળ કરવાથી મલમ થશે તે ચોપડવો.

### ૧૧૧ કોઈ માણસને દીલે દાઝ થતી હોય કે બળ્યો બળ્યો થતો હોય ત્હેની દવા

**ઉપાય ૧ લો**—લીંબોળીની મીજ ટાંક ૫ અને સાકર ટાંક ૧, એ બન્ને એકઠું કરી વાટીને પાણી સાથે પાય તો આરામ થાય.

### ૧૧૨ ડમરુ વા પેટમાં ચઢે છે તે

**ઉપાય ૧ લો**—કંટાળા થુએરનું દૂધ ટાંક ૨૦, આકડાનું દૂધ ટાંક ૨૦, મીઠું તેલ ટાંક ૪૦, હરતાલ ટાંક ૨, મનશીલ ટાંક ૨, એમાંથી વાટવાની જણસો વાટી તેલ તથા દૂધમાં ઉકાળીને તેનું શરીરે મર્દન કરવું.

### ૧૧૩ પિત્તે કરીને જેની દીલની ત્વચા-ચામડી જતી હોય

**ઉપાય ૧ લો**—કોળુ એક આણીને તેમાંનો ગર્ભ કાઢી નાંખવો ને પછી કડકા કરીને છાંયે સૂકવવા. સૂકાયા પછી ત્હેનો ભુકો ખાંડ સાથે સમભાગે

લઇને રોજ ટાંક પાંચ ખાવો. તેની ઉપર દૂધ અને ભાત સિવાય બીજું કાંઇ ખાતા સુધી ખાવું નહિ. આવી રીતે બધું કોળું પૂરું થતા સુધી ખાવું જોઇએ.

### ૧૧૪ તાંબુ મારવાની વિધિ

**ઉપાય ૧ લો**—તાંબુ શેર એક, સરપંખાડીનો રસ શેર ૦॥, ગોખરુ શેર ૧૧ અને સરસીયું તેલ શેર ૨; એ બધાંનો પટ સાત વાર દીધા પછી તેના પતરાં કપાવીને ભૂકો કરવો. મુશમાં મેલી તેપર અડાયાં તથા થાપેલાં છાંણાની અગ્નિ બાર પહોર સુધી દેવી, એટલે તાંબુ મરશે.*

### ૧૧૫ તનકીયો પ્રમેહ (ઇંદ્રિનો જુલાબ–રેચ)

**ઉપાય ૧ લો**—પાખાણ† ભેદ ટાંક ૨॥, હીમજી હરડે ટાંક ૨॥, સુરોખાર ટાંક ૧॥, એલચી ટાંક ૨॥, તજ શેલાણી ટાંક ૨॥, રેવંચીની ખટાઇ‡ ટાંક ૩, સાકર ટાંક ૫, એના ચૂર્ણને કપડછાણ કરી દિન એક પ્રત્યે ટાંક ૩ ખાધાથી આ દર્દ મટે છે.

**ઉપાય ૨ જો**—ઉટકંટાની છાલ ટાંક ૨॥, ખસખસ ટાંક ૫, ગોખરુ ટાંક ૫, સમેતરનાં§ ફૂલ ટાંક ૨॥, કૌંચાં ટાંક ૨॥, ખુપકલા‖ ટાંક ૫, ખોરાશાની અજમો ટાંક ૧॥, બન્ને જાતની મુશલી ટાંક ૫, બુરા ખાંડ શેર ૦।, એનું ચૂર્ણ દીન પ્રત્યે એક પૈસા ભાર ખાધાથી રોગ મટશે.

### ૧૧૬ તંબોળિયા ક્ષયનો ઉપાય

**ઉપાય ૧ લો**—કેળાંના રસમાં જેઠીમધના શીરાનું વાલ બેનું પડીકું નાંખીને ખાવું. ઉપર ખાટું ખારું ને તેલ મરચું ખાવું નહિ.

### ૧૧૭ તાવ તથા કૃમીયાનો ઉપાય

**ઉપાય ૧ લો**—કડવી નાઇનો રસ શેર ૦॥, સોમલ** ટાંક ૧, મરી ટાંક ૪, ચૂનો ટાંક ૦॥, એ બધાંની ગોળી ચણા પ્રમાણે કરી ખવડાવવી. તાવ જઈ તેથી કૃમીયા પણ મટે છે.

**પરેજ**—તેલ આમલી ખાવી નહિ.

---

* તાંબાની ભસ્મ ઘણી ભયંકર છે માટે વૈદ્યની સલાહ લઈને ખાવી. † ગાંધીના દુકાને મળે છે. ‡ ગાંધીની દુકાને મળે છે. § એક જાતનો છોડ થાયછે તેનાં ફુલ થોડાં હોય છે. ‖ ગાંધીની દુકાને મળે. ** સોમેલ શોધવો, તેમ વયને શરીરના બાંધા પ્રમાણે નાંખવો.

## તાવ આવતા પહેલાં (શરૂઆતમાં) શું કરવું

દર્દીને તરત રેચ-જુલાબ—આપવો ને એક દિવસ લાંઘણ—(ઉપવાસ) કરાવવો.

## ૧૧૮ વાત જ્વર (તાવ) ની દવા

**ઉપાય ૧ લો**—ગળો, સુંઠ, મોથ, હળદર, ધમાસો, એ બધું સમ ભાગે લેવું. પછી તેમાં તેટલા વજનમાં પીપર નાંખીને કવાથ (ઉકાળો) કરવો ને તે ઉકાળો રોજ થોડો થોડો પાવાથી તાવ જાય છે.

**ઉપાય ૨ જો**—દ્રાક્ષ, ગરમાળો, મોથ, પિત્તપાપડો, બંને જાતની હરડે, વાળો, એ બધું સમાન ભાગે લેઈ કવાથ કરવો ને તેમાં મધ નાંખીને પીવાથી જરૂર વાતજ્વર જાય છે.

## ૧૧૯ કફ જ્વર

**ઉપાય ૧ લો**—અરડુસો, પિપલીમૂળના ગંઠોડા, મોથ, ધમાસો, ધાણા અને સુંઠ, સમાન ભાગે લઈ કવાથ કરીને પાવો.

## ૧૨૦ વેળા જ્વર

**ઉપાય ૧ લો**—મોથ, ગળો, સુંઠ, ધમાસો, આમળાં, બંને જાતની ભોંયરીંગણી, લિમડાની છાલ અને ભાંગરો, સમ ભાગે લેઇને કવાથ કરવો, તેમાં મધ નાખવું જોઇએ.

## ૧૨૧ વાત પિત્ત જ્વર

**ઉપાય ૧ લો**—મોથ, સુંઠ, કરીયાતું, પિત્તપાપડો અને ગળો, સમાન ભાગે લેઈ કવાથ કરીને પીવો.

## ૧૨૨ કફ પિત્ત-જ્વર

**ઉપાય ૧ લો**—ધાણા, વાળો, મોથ, હળદર, બંને જાતની હરડે, જીરું એ બધું સમાન ભાગે લેઇને કવાથ પીવો.

## ૧૨૩ શીત જ્વર

**ઉપાય ૧ લો**—ઇંદ્રજવ, ગળો, કૂવાડિયો (પુંવાડિયો), નગોડ, ભાંગરો અને સુંઠ, સમાન ભાગે લેઇને કવાથ કરીને પીવો.

## ૧૨૪ ચોથિયો તાવ

**ઉપાય ૧ લો**—જૂના ઘીમાં હીંગ ઘસીને વારે વારે નાકમાં નાસ આપવાથી આ તાવ જાય છે.

**ઉપાય ૨ જો**—ઇંદ્રવાયણું ૧ લેઇને ત્હેની ડાગળી કાઢી તેની અંદર હીંગ ૦॥ પૈસા ભાર ને રૂ. એક ભાર હળદરમાં ખાંડીને ભરવી ને ડાગળી પાછી બંધ કરી દેવી. પછી ત્હેની ઉપર લુગડું–કપડું–વીંટાળીને ઉપર માટી–ગોરમટીનો લેપ કરવો ને ભરસાડમાં *બાફવું, ને બફાયા પછી ખળમાં ખૂબ ઘુંટવું ને ચણા જેવડી ગોળીઓ વાળીને સવાર સાંજ એકેક ખાવી. ત્હેની ઉપર ખાટું ખારું–ખાવું નહીં.

## ૧૨૫ દોષ જ્વર†

**ઉપાય ૧ લો**—સરસવ, લીંમડાનાં પાનાં, અને સાપની કાંચળી, એ ત્રણેને વાટી પાણીમાં ગોળી કરીને નાસ લેવો.

## ૧૨૬ એકાંતરિયો તાવ

**ઉપાય ૧ લો**—ધંતૂરાના પાનાનો રસ ટાંક ૪ ને દહીમાં પાવાથી એકાંતરિયો તાવ જાય છે.

## ૧૨૭ ત્રિદોષ, સન્નિપાત ને કફ જ્વર

**ઉપાય ૧ લો**—કરીઆતું, રાસના, લિંમડાની છાલ, ગળો, દેવદાર, હળદર, અજ જાતની હરડે, પિપેર, દારુ હળદર, ત્રિફલા, એરંડાનાં બીજ, ત્રિકટુ, કાંગ, આકડાનું મૂળ, વાવડંગ, અને કડુ, એને સમ ભાગે લઇને કવાથ ‡દશ મૂળયુક્ત કરાવીને પાવો.

## ૧૨૮ સન્નિપાત જ્વર

**ઉપાય ૧ લો**—રવિવારને દહાડે સતાવરીનું મૂળ ખોદી લાવવું. પછી કુંવારી કંન્યાને હાથે કંતાયેલા સૂતરે ગાંઠ પાડીને તે મૂળને દર્દીના જમણે હાથે અથવા કોટે બાંધવાથી સન્નિપાત જ્વર જાય.

---

* ચુલામાંની ઉન્હી ઉન્હી રાખોડી. † પેટમાં રસ વધી ગયાથી તાવ આવે છે તે. ‡ દશમૂળી એક જાતનો ભોંય સાથે ઉગનારો છોડ થાય છે, તેનું મૂળિયું ખાધું હોય તે પીપળી મૂળ જેવું લાગે છે.

## ૧૨૯ શ્વાસ અને કાસ જ્વર

**ઉપાય ૧ લો**—પિપર, ગળો, સુંઠ, દેવદાર, ભોંય રીંગણી, ભારંગ, મોથ, પિપલી મૂળ, પુષ્કર મૂળ (એરંડાનું મૂળ) એને સમભાગે લઈ ઉકાળો-કવાથ-પાવો.

## ૧૩૦ જ્વર-તાવ-અને અતિસારની દવા

**ઉપાય ૧ લો**—ખાંડ, રાલ, આંમલાં, ધાવડીનાં ફૂલ, બીલિ, સમ ભાગે લેઇને એનું ચૂર્ણ પોસ્તાના* પાણી સાથે ફાકવું.

## ૧૩૧ બધી જાતના તાવની સામાન્ય દવા

**ઉપાય ૧ લો**—હિંગ, લિંમડાની લીંબોલીની મીજ, અને કાળા સર્પની કાંચળી એની પાણીમાં ગોળી કરવી. તે ગોળીને ગધેડા-ખર-ના મૂતરમાં ઘસીને અંજન કરવાથી બધી જાતના તાવ મટે.

**ઉપાય ૨ જો**—કરીઆતું, મીઠું, સુંઠ, ઉપલેટ, સુખડ-ચંદન, વાળો એને વાટીને માથે લેપ કરવો.

**ઉપાય ૩ જો**—ટંકણખાર, મરિ, પિપર, હિંગલો, અને શુદ્ધ કરેલો વચ્છનાગ એને સમ ભાગે લેઈ બાજરીના દાણા જેવડી ગોળી કરી આદાના રસમાં આપવી.

**ઉપાય ૪ થો**—અજમોદ, હરિતકિ, હિંગ, ચિત્રો, સુંઠ, સાજિખાર, જીરું, કાળીજિરી, પિપર, ત્રિફળા, સંચલ, સીંધવ, એનું ચૂરણ ખવડાવવું.

**ઉપાય ૫ મો**—ગળો, સુંઠ, લિંમડાની છાલ, અરડુસો, કડુ, હરડે, પુષ્કર, મૂળ, ભાંગરો, ધમાસો, એને સમ ભાગે લઈ મધ નાંખીને તેનો કવાથ પાય તો બધી જાતના તાવ તત્કાળ જાય.

## ૧૩૨ તાવની ગોળીઓ

**ઉપાય ૧ લો**—મરી રૂ. ૨ ભાર, હીમજી હરડે રૂ. ૨ ભાર, સોનામુખી ૨ પૈસાભાર, એળીઓ બે પૈસાભાર, દીવેલીની મીજ બે રૂ. ભાર, લીંબોળીની મીજ ૨ રૂ. ભાર, એ સર્વ ખાંડી કુંવારના લાવરાના રસમાં ચણીબોર જેવડી

---

* ખસખસનાં ખાલી જીંડવાં.

ગોળીઓ કરી એક ગોળી ગરમ પાણી સાથે ગળે ઉતારવી ને ઉપર ગરમ પાણી પીવું.*

## ૧૩૩ શરીરનું તેજ વધે તેવી દવા

**ઉપાય ૧ લો**—સુંઠ નવટાંક, સંચલ અધોલ, હીમજી હરડે પાશેર, સોનામુખી પાશેર, કાચ એળીયો અધોલ, જીરૂ ચાર પૈસાભાર, એની ફાકી રોજ એકેક રૂ. ભારની ફાકવી.

## ૧૩૪ તૃષા રોગનાં લક્ષણ અને ઉપાય

લક્ષણ—તૃષા—તરસ—ઘણી લાગે, શ્વાસ થાય.

**ઉપાય ૧ લો**—દ્રાક્ષ, અને ખાંડ, ધાણા, સાકર અને જીરૂં આપવું.

## ૧૩૫ દાંતનાં દર્દ

### દાંત અને દાઢ દુખતી હોય

**ઉપાય ૧ લો**—શુદ્ધ કરેલો વછનાગ ટાંક ૧, મરી ટાંક ૨, અને ફટકડી ટાંક ૩, એ ત્રણેને પાણી સાથે ખળીને બે ચોખા ભાર લેઈ દાંતે તથા દાઢે ચોળે તો સારું થાય.

### દાંત દુખતા હોય, હાલતા હોય તથા દૂરથી જેનું મોં ગંધાતું હોય ત્હેની દવા

**ઉપાય ૧ લો**—ખેરસાલ ટાંક ૪, મોરથુથુ ટાંક ૭, પાપડીઓ કાથો ટાંક ૪, ઉપલેટ ટાંક ૬, એને ખાંડી ભૂકો કરી દાંતે ઘસવાથી ઉપરના બધા રોગ જાય.

### દાંતના પારા સૂઝી આવતા હોય તથા દાંતમાંથી લોહી નીકળતું હોય તેની દવા

**ઉપાય ૧ લો**—ચોખા ટાંક, ૧, કાથો ટાંક ૧, મોરથુથુ ટાંક ૧, એ ત્રણે વસ્તુને દેવતા ઉપર મૂકી ફૂલાવી, ખાંડી ભૂકો કરીને તે ભૂકો દાંતે ઘસે તો સારું થાય.

---

* આ દવા અજમાવેલ છે.

## દાંત હાલતા હોય ત્હેની દવા

**ઉપાય ૧ લો**—પિપર તથા સિંધવને સમ ભાગે લેઈ વાટીને દિન ૧૪ સુધી દાંતે ઘસવાથી તે હાલતા બંધ થાય છે.

**ઉપાય ૨ જો**—અજમાને વાટીને આકડાના દૂધને પટ દેઈ દાંતે ઘસવો.

## દાંતના કીડા ઉપર દવા

**ઉપાય ૧ લો**—દૂધેલીના પાનાંનો રસ કાઢી દાંત કે દાઢ ઉપર મૂકવાથી કીડા મરી જઇને આરામ થાય છે.

## દાઢ દુખતી હોય

**ઉપાય ૧ લો**—તુલસીનાં પાનાં ટાંક ૧, કંટાળા થુએરનું મૂળ ટાંક ૧, તલ ટાંક ૧, મરી ટાંક ૧, એ બધાંને વાટીને સરખા વજનની સાત ગોળીઓ કરવી. પછી જે દાઢ દુખતી હોય ત્હેની અંદર ગોળી એક ઘાલવાથી મટે છે.

## ૧૩૬ દારુ-સરાબ-પીધા પછી તેની ગંધ ન આવે તેવી ગોળીઓ કરવાની રીત

**ઉપાય ૧ લો**—ઉપલેટ, એલચી, શતાવલ, જેઠીમધ, મોથ, ધાણા, અને મધ, એ સૌ સમ ભાગે લેઈ વાટીને નાગરવેલના પાનના રસમાં ગોળીઓ બોર જેવડી કરી એક ગોળી મોંમાં રાખવી. તેથી દારુની ગંધ-આવતી બંધ થશે.

## ૧૩૭ દમ, તાવ અને ઉધરસની દવા

**ઉપાય ૧ લો**—કાયફળ, મોથ, ધાણા, ભારંગ, ભોંય રીંગણી, પિત્તપાપડો, સુંઠ, વજકાવલી, હરડેદળ, દેવદાર, રોહીંસો,* અર્ડુસો, ગળો, એ બધી વસ્તુઓ પૈસા પૈસા ભાર લેઈ ખાંડીને ત્હેનાં પડીકાં ત્રણ કરવાં. પછી રોજ એકેકા પડીકાનો ક્વાથ-ઉકાળો-કરીને પીવું.

## ૧૩૮ દાઝયા ઉપરનો મલમ

**ઉપાય ૧ લો**—કપૂરકાચલી ટાંક ૧, આંબાની કેરીની ગોટલી ટાંક ૧, રાળ ટાંક ૧, બરાસ વાલ ૬, ગાયનું ઘી ટાંક ૬, પ્રથમ ગાયના ઘીને ટાઢા

* એક જાતનું ખુશબોદાર ઘાસ. છોટા ઉદેપુર પાસે ક્વાંટમાં તેમ રાજપીપળાના ડુંગરમાં થાય છે.

પાણીથી સાત વાર ધોવું ને તેમાં ઉપરની જણસો બારીક વાટીને નાંખીને ખળ કરવાથી મલમ થશે. તે ચાંદા ઉપર ચોપડવાથી રુજ વળી ચાંદાં અને ગરમી પણ મટે છે.

**ઉપાય ૨ જો**—રાલ પૈ ૩ ભાર, સોનાગેરુ પૈ ૩ ભાર, મીણ બતીનું પૈ ૨૧ ભાર, અને મીઠું તેલ પૈ ૧૫ ભાર. કરવાની રીત–રાળને પ્રથમ ખળમાં ખળીને તેલમાં ઉકાળવી, ને નીચે ઉતાર્યા પછી તેમાં ગેરુ નાંખીને હલાવવું, પછી ત્હેને થાળીમાં પાણી રેડીને સાતવાર ધોવું. પછી તેની દાઝયા ઉપર પટી મારવાથી આરામ થશે.

### ૧૩૯ દાઝયા ઉપર તથા હરસને ગડગુમડાનો ઉપાય

**ઉપાય ૧ લો**—રાલ ૩ રૂપિયા ભાર ને તેલ ૧૨ રૂ. ભારમાં ઉકાળીને ૨૧ વાર ધોઈ ચોપડવું.

### ૧૪૦ ખાંસી, અને દમના રોગ ઉપરની માત્રા

**ઉપાય ૧ લો**—આકડાનાં પીળા રંગનાં પાકાં પાનાં લેઈ તવા–લોઢી–ઉપર બાળી કાળી રાખ કરવી ને પછી ખળમાં નાંખીને ખૂબ પરતવી. પછી ચોખા જેટલી અથવા એક ચોખા ભાર નાગર વેલના પાનમાં આપવી. ૭ પડીકાં કરી સાંજ સવાર દિન ત્રણ સુધી આપવાં. તેથી ખાંસી તથા દમ બેસી જશે.

**પરેજ**—દૂધ, ઘી, મલાઈ અને ઘઉંની રોટલી સિવાય બીજું કાંઈ ખાવા દેવું નહિ.

### ૧૪૧ દૃષ્ટિદોષ ન લાગે

**ઉપાય ૧ લો**—શ્વેત સાટોડીનું મૂળ પાસે રાખે તો દૃષ્ટિદોષ મટે, તેમ લાગે નહિ.

### ૧૪૨ દરાજની દવા

**ઉપાય ૧ લો**—ખળમાં ખળેલી ટકણખારની રાખ અને કલીચૂનો સમ ભાગે લેઈ દરાજ ઉપર ચોપડવો.

**ઉપાય ૨ જો**—અફીણ ટાંક ૧, કુંઆડિયા-પુંવાડિયાનાં બીજ ટાંક ૩. એ બંનેને ઝીણા વાટી માણસના પેસાબમાં નાંખીને ચોપડવાથી દરાજ મટે. ચોપડતા પહેલાં દરાજને અડાયાં છાણાંવતી ઘસવી.

**ઉપાય ૩ જો**—મીંઢલને લીંબુના રસમાં ઘસીને દરાજ ઉપર ચોપડવું.

**ઉપાય ૪ થો**—એળીયો શેર ૦।, અસારીયો ટાંક ૯, રૂમી મસ્તકી ટાંક ૧, એ ત્રણેને એકઠું કરીને વાટવું, પછી તેની પોટલી એક હાંલ્લામાં પાણી શેર ૨ રેડીને તેમાં મૂકવી ને આઠ દહાડા સુધી દહાડે તડકામાં હાંલ્લુ મૂકી રાખવું ને રાતે ઠારમાં* મૂકી રાખી તેમાં મધ નાંખ્યા પછી દરાજપર તે ચોપડવું.

**ઉપાય ૫ મો**—કુંવાડિયા-પુંવાડિયાના બીની છાલ ટાંક ૨, રાલ ટાંક ૫, આમલસારો ગંધક ટાંક ૨૦, એ બધું વાટીને કાજળ જેવું બારીક કરવું ને દરાજ ઉપર ખજવાળીને ઉપર ભભરાવવું.

## કાળી દરાજ

**ઉપાય ૬ ઠ્ઠો**—રૂના કપાસિયા બાળીને રાખ કરી ધ્રૂપેલમાં કાલવીને દરાજ ઉપર ચોપડવી.

## કાળી તથા લાલ દરાજની દવા

**ઉપાય ૭ મો**—ગંધક ટાંક ૫, પારો ટાંક ૧, એ બંનેને તુલસીના પાનાંના રસમાં ખળીને લેપ કરવો.

**ઉપાય ૮ મો**—એલિયો ૪ પૈસા ભાર, હીરાબોળ પૈસા ૪ ભાર, કબૂતરની હગાર શેર ૦।, કપૂર ૪ પૈસા ભાર, એ બધાંને ખાંડી, ભૂકો કરી પાણીમાં આઠ દહાડા સુધી પલાળી મૂકી પછી ચોપડવું.

**ઉપાય ૯ મો**—કંપીલો, કંકુ, કપૂર, સમ ભાગે લઈ ખલીને કણઝીયા તેલમાં કાલવીને ચોપડે તો કોહોવાટ તથા દરાજ મટે.

**ઉપાય ૧૦ મો**—કુંવાડિયાનાં બીજ શેર ૦।।, માયાં ૧૧ પૈ ભાર, ગંધક ૧૧ રૂપિયા ભાર, કપૂર સવા રૂ. ભાર, સંચોરાની ખાખ ૫ પૈ ભાર, પારો

---

* ઝાકળવાળા ખુલ્લા જમાનપર

પૈસા સવાભાર, ફ્ણુસ ફાફડો સવા રૂ. ભાર, બોરડીની લાખ પઈસા ૨ાા ભાર. એ સર્વને ખાંડી પાણી શેર ૨૫ નાંખીને ઉકાળવું અને પછી દિન ૧૦ સુધી કોહોવડાવી દરાજપર ચોપડવું.

**ઉપાય ૧૧ મો**—કાળા ધંતુરાના પાનાનો રસ, ઝિબડાના પાનાનો રસ, કુંવાડિયાના પાનાનો રસ અને લીંબુનો રસ, એ બધું એકત્ર કરી માંહે કપુર નાંખ્યા પછી દીલે ચોળવું.

**ઉપાય ૧૨ મો**—કંપીલાને તથા ધોળાં મરીને વાટી કણઝીયામાં નાંખીને ચોપડવું.

**ઉપાય ૧૩ મો**—આંમળાં, ફટકડી અને કુંવાડિયાનાં બીજને સમ ભાગે લેઈ કપડછાંણ કરી દહીંમાં નાંખીને ચોપડવું.

**ઉપાય ૧૪ મો**—આમલ સારો ગંધક, કાચ, એળિયો, ફ્ણુસ ફાકડો એ ત્રણેને બરાબર ખાંડીને પાણીમાં દિન આઠ સુધી ભીંજાવી મૂકીને પછી ચોપડવું.

**ઉપાય ૧૫ મો**—રાઈનાં છોડાં વાટીને દહીં સાથે ચોળવું.

**ઉપાય ૧૬ મો**—આમલસારો ગંધક તોલો એક, સફેત કાથો તોલા ૪, પારો ગદિયાણો ૧, સાકર તોલા ૨, માયુ નંગ ૨, જીરુ તોલો ૧. લીંબોળીની મીજ તોલા બે, કપૂર તોલો એક, એ બધાંને ખૂબ ઝીણાં વાટી લીંબુના રસમાં ઘુંટીને ચોપડવું.

**ઉપાય ૧૭ મો**—કાળા ધંતુરાનો રસ તોલો ૧, ગંધક અમલસારો તોલો ૧, મનસલ તોલો ૧, બોડારશીંગ તોલો ૧, કલાઈ સફેતો તોલો ૧, એ બધાંને ઝીણું વાટી કણઝીયા તેલમાં નાંખીને ચોપડવું.

**ઉપાય ૧૮ મો**—કબૂતરની હગાર, કુંવાડિયાનાં બીજ, એલિયો, ચકલીની હગાર, કપૂર, એ બધાને સમ ભાગે લેઈ પાણી તથા લીંબુના રસમાં આઠ દહાડા સુધી ભીંજવી રાખીને ચોપડવું.

**ઉપાય ૧૯ મો**—કુંવાડિયાનાં બીજ, એળિઓ ને દીવેલાની મીજ, એ ત્રણેને સમ ભાગે ખાંડી હાંલ્લીમાં ભરી પાણી રેડવું ને પછી દિન આઠ સુધી જમીનમાં દાટી મૂકી તે ચોપડવું.

**ઉપાય ૨૦ મો**—ચૂનાનું તથા સંચોરાનું પાણી એકઠું કરી ચોપડવું.

**ઉપાય ૨૧ મો**—સાબુ, ગુલબગલી* તથા મીઠું-લૂણ-નીમક-સમ ભાગે લેઈ એકઠું કરીને ચોળવું.

**ઉપાય ૨૨ મો**—કંકુ, કપૂર, દીકામાલી, કુંવાડીયાંનાં બીજ, એ બધાંને સમ ભાગે લેઈ વાટીને કણઝીયા તેલમાં નાંખીને ચોળવું.

**(દરાજનો પીળો મલમ)**

**ઉપાય ૨૩ મો**—રાલ, ગંધક લાકડી, મનસીલ, બોદાર, કપૂર, એ બધાંને બરોબર વજનમાં લેઈ ખાંડી, કપડછાણ કરવાં. પછી ઘીને સાત વાર ધોઇને તેમાં નાંખીને ચોપડવું.

**ઉપાય ૨૪ મો**—પારો, ગંધક, રસ કપૂર, એ ત્રણ સમ ભાગે લેઈ ભૂકો કરવો. તેલીયા કાચલાને સારી (કાણું પાડી) તેમાં આ ભૂકો ભરવો. કોડીયાને છિદ્ર પાડી ઢાંકીને મોં બંધ કરવું. થાળી ઉંધી મૂકવી. પછી છાંણાની આંચ દશથી પંદર સૂધી દેવી. પાતાલ યંત્રે તેલ પડે તે તેલમાં ભૂકી નાંખી દિન ત્રણ સૂધી ચોપડવું.

**ઉપાય ૨૫ મો**—કરંજના† બીયાંની મીંજે કાઢી, વાટીને લીંબુના રસમાં દિન આઠ સૂધી ચોપડવી.

**ઉપાય ૨૬ મો**—સફેત-ધોળો-કાથો, આમળસારો ગંધક, બંદુકનો દારુ, તથા માયુ સમ ભાગે લેઈ વાટી ગુલબગલીનો રસ અને લીંબુનો રસ એકત્ર કરી તેમાં પેલો ભૂકો નાંખી દિન દશ સૂધી ચોળવું.

**ઉપાય ૨૭ મો**—સાકરીઓ ગંધક, મોરથુથુ, કપૂર, કોડીઓ લોબાન અને સફેત કાથો સમ ભાગે લેઈ ગુલબગલીના રસમાં ખળી દિન ત્રણ સૂધી ચોપડવું.

**ઉપાય ૨૮ મો**—લીંબડાનાં લીલાં છોડાં તથા પીપળાનું લીલું છોડું ઘસીને ભેગું કરી ચોપડવું.

**ઉપાય ૨૯ મો**—ખાંડ, ગંધક અને લસણ, એ ત્રણેને સમ ભાગે લેઈ ખળ કરીને ચોપડવું.

---

* જંગલમાં છોડ થાય છે. † કણઝીના ઝાડનાં બીયાં.

**ઉપાય ૩૦ મો**—બોરસલી, શહેરી લોબાન અને ગંધક એ ત્રણેને સમ ભાગે લેઈ ખાંડી પાણીમાં પલાળીને ચોપડવું.

**ઉપાય ૩૧ મો**—ગંધક, પારો, રાલ, કપૂર, પીળી દુર્વાના દાણા, એ સર્વે સમ ભાગે લેઈ ખળ કરી, ધોયેલા ઘી સાથે ચોપડવું.

**ઉપાય ૩૨ મો**—ગાયનું ઘી શેર ૦ા, ગંધક નવટાંક, સિંધવ ખાર નવટાંક. પ્રથમ ઘી ઉનું કરી તેમાં ગંધક તથા સિંધવ ખાર નાંખી ખળ કરવો. પછી દરાજને અડાયાં છાંણાવતી ખરભડી, તેની ઉપર દિન ૨ સુધી ચોળવું. તાપમાં ખૂબ કરવું, આથી પાણી ઝરીને દરાજ મટી જશે.

**ઉપાય ૩૩ મો**—બધી જાતના ખાર એકઠા વાટી લીંબુના રસમાં ચોપડવા.

**ઉપાય ૩૪ મો**—ચોમાચીણીયાની હગાર વાટીને પાણીમાં દિન ત્રણ રાખી મૂકયા પછી ચોપડવી.

**ઉપાય ૩૫ મો**—ગીધ પક્ષીની હગાર પાણીમાં દિન ત્રણ સુધી રાખી મૂકી પછી ચોપડવી.

**ઉપાય ૩૬ મો**—આમલસારો ગંધક તોલો ૧, પારો તોલો ૦ાા, મરી દાણા ૩ અને કપૂર તોલો ૦ાા, એ એકત્ર કરી ખળ કરવો. પહેલાં ગંધકને પારામાં ખળ કરવો. પછી દીવેલમાં ખલ કરવો, મલમ જેવું થાય એટલે દરાજ ઉપર ખણીને દિન ૩ કે ૪ સુધી મલમ રગડવો.

**ઉપાય ૩૭ મો**—ચૂનો, સંચોરો, બોદાર, એ ત્રણેને સમ ભાગે લેઈ વાટી દીવેલ તથા કણઝીયાના તેલમાં ચોપડવું

**ઉપાય ૩૮ મો**—ખાંડ તથા આમલસારા ગંધકને સમ ભાગે લેઈ એકત્ર વાટીને ચોપડવું.

**ઉપાય ૩૯ મો**—કૃષ્ણ તુલસી* તથા રામ તુલસીનાં† પાતરાં અને મીઠું-લૂણ-એકત્ર કરી વાટીને ચોપડવું.

**ઉપાય ૪૦ મો**—ગંધકનો તેજાબ ચોપડવાથી દરાજ મટે. (પણ ચામડી બળી જાય ને સખત લાહ્ય બળે.)

---

* કાળાશ પડતા રંગનાં તુલસી. † લીલાં પાંદડાંવાળાં તુલસી.

**ઉપાય ૪૧ મો**—રસ કપૂરનો તેજાબ ચોપડવાથી મટે (ચામડી બળી જાય). પણ જીવતા સૂધી કોળું ખાવું નહિ, ખાય તો ફુટી નીકળે. (ભયંકર દવા છે)

**ઉપાય ૪૨ મો**—કુંવાડીયાનાં બીજ શેર ૦।, અફીણ ૧ રૂપીઆ ભાર, કબૂતરની હગાર શેર ૦॥, કાચ એળીયો શેર ૦।, જલદ (ચોકખો) તમાકુ શેર ૦। અને કપૂર તોલો ૧, એ બધાંને ખાંડી ચડવામાં ભરી ડૂબતા સૂધી પાણી રેડી પલાળવું. પછી તેની ઉપર ઢાંકણું મૂકી દિન ૧૫ સૂધી ઉકેડામાં દાટી મૂકવું. પછી સોળમે દહાડે કાઢી, દાતણના કુચાવતી દરાજ ઉપર ચોપડવું.

**ઉપાય ૪૩ મો**—ટાટનો કકડો પોતાના પેસાબમાં દિન ૭, સાત સૂધી પલાળી મૂકવો. પછી દરાજને ઘવડીને તેની ઉપર તે કકડો બાંધવો. ચાર ઘડી પછી છોડીને જોશો તો તેની ઉપર દરાજના ઝીણા તંતુ જેવા જીવડા–કીડા માલૂમ પડશે, તેને ખંખેરી નાંખી પાછો તે જ કકડો પીસાબમાં પલાળીને બાંધવો અને ફરી ચોંટેલા જંતુ ખંખેરી નાંખવા. આ પ્રમાણે દિન બે સૂધી કર્યાં કરવું. પછી દરાજ ઉપર શેરી લોબાન તોલો ૦॥ અને એળીયો તોલો ૦॥ વાટી કપડછાણ કરી, પાણીમાં ઘુંટીને દરાજ ઉપર ખૂબ ચોપડવું.

**ઉપાય ૪૪ મો**—કાથો રૂ. ૦॥ ભાર, માયાં રૂ. ૦॥ ભાર, કપૂર ૧ તોલો અને આમલસારો ગંધક ૧ અધોળ. એ સૌને ખાંડી કપડાંછણ કરી પાણીમાં ખળ કરવો. મલમ જેવો થાય એટલે કાચ, કે લાકડાના ચલાણામાં ભરી લેઈ રોજ ચાર પાંચ વખત દરાજ ઉપર ચોપડવો.

**ઉપાય ૪૫ મો**—પારો, આમલસારો ગંધક, સાજીખાર, દીકામાલી, એળીયો, તમાકુ, કપૂર, કબૂતરની હગાર, અફીણ, કુંવાડીયાનાં બી, અને માયાં, એ બધાંને સમ ભાગે લઈ ખાંડી કપડ છાંણ કરી, લીંબુના રસમાં દિન ત્રણ સૂધી ખળ કરવો. પછી બોર જેવડી ગોળીઓ કરી લીંબુના રસમાં ઘસીને ચોપડવું.

**ઉપાય ૪૬ મો**—રસ કપૂર તોલો ૧, બરણી કપૂર તોલો ૧, પારો તોલો ૧, ટંકણખાર ૨ પાઈનો, કાચ એળીયો પૈ ૧ નો, આમલસારો ગંધક તોલો ૧, લીંબુ શેર ૦॥.

પારા તથા ગંધકને ત્રાંબાના વાસણમાં ઘુંટવો, કાટ જેમ વધારે ચઢે તેમ ચઢવા દેવો. એક રસ થયા કેડે બધાંને સાથે ઘુંટવું ને માંહે લીંબુનો રસ નાંખવો.

જેમ વધારે દિવસ ઘુંટાય તેમ દવા સારી થાય છે. ઘુંટાઈ રહ્યા પછી કાચના પ્યાલામાં, કે નાળિએરની કાચલીમાં ભરી મૂકી દરાજને ખૂબ ઘવડીને તેની ઉપર આ મલમ ચોપડવો.

**ઉપાય ૪૭ મો**—પારો તોલો ાા, આમલ સારો ગંધક તોલો ાા, માયાં તોલો ાા, કીદરુ તોલો ાા, કાચ એળીયો તોલો ાા, મનશીલ તોલો ાા, મોરથુથુ તોલો ાા, એ સર્વને વાટી પાણી સાથે ચોપડવું.

પ્રથમ પારો તથા ગંધક ખલ કરી પછી બધાં વસાણાં નાંખવાં. એક રસ થયા પછી પાણીમાં ચોપડવું.

**ઉપાય ૪૮ મો**—ગોવા પાઉડર પાણીમાં ચોપડવો.

**ઉપાય ૪૯ મો**—ઉનું તેલ ચોપડવાથી દરાજ મટે.

**ઉપાય ૫૦ મો**—ઘહૂં ઉપર તવેથો-ઉનો કરી દાબવાથી જે તેલ નીકળે, તે તેલ દરાજ ઉપર ચોપડવું.

**ઉપાય ૫૧ મો**—કુંવાડીયાનાં બીજ ૪ પૈસા ભાર, કાચ એળીયો નવટાંક, કુંવરના લાબરાનો ગર્ભ ૪ પૈસા ભાર, કબૂતરની હગાર નવટાંક, એ બધાંને ખાંડીને શીશામાં ભરી પાણી રેડવું, ને દાટો મારી દિન આઠ સૂધી કોહોવા દેવું. પછી દરાજને ઘવડીને તે ઉપર કુચાવતી આ દવા દહાડામાં આઠ દશ વખત ચોપડવી.

**ઉપાય ૫૨ મો**—પારો નવટાંક, આમળ સારો ગંધક નવટાંક, માયાં ાા પૈસા ભાર, કીદરુ ાા પૈસા ભાર, કાચ એળીયો ાા પૈસા ભાર, મનશીલ ાા પૈસા ભાર, અને મોરથુથુ ાા પૈસા ભાર, એ સર્વને ખલ કરી લીંબુના રસમાં કાલવીને ચોપડવું.

**ઉપાય ૫૩ મો**—સાજીખાર વાલ ૧, ચૂનો તોલો ૧, સંચોરો વાલ ૨, કલાઈ સફેદ તોલો ૦ા, એ બધાંને તેલમાં કકડાવી ઘી અને લીંબુના રસ સાથે ખલી એક રસ કરવું. મલમ જેવો થાય ત્યારે દાબડીમાં ભરી તે રોજ દરાજ ઉપર ચોપડવું.

**ઉપાય ૫૪ મો**—દીવેલીની મીજ, એળીયો અને સાજીખાર સમ ભાગે લેઈ લીંબુના રસમાં વાટવું. પછી દિન પાંચ સૂધી તેને કોહોવા દેઈને દરાજ ઘવડી ઉપર ચોપડવું.

## ૧૪૩ દાઢ દુખતી હોય તેની દવા

**ઉપાય ૧ લો**—આંબાગાંજાનાં પાનાં ચાવીને મોં ગળતું રાખવું.

## ૧૪૪ દાઝ્યા ઉપરની દવા

**ઉપાય ૧ લો**—લીમડાનાં પાનાં, તુલસીનાં પાનાં, ઉપલેટ અને આંમલાંને વાટીને દાઝેલા ભાગ ઉપર લેપ કરવો.

## ૧૪૫ દાહ, લક્ષણ અને ઉપચાર

**લક્ષણ**-શરીરમાં અગ્નિ થાય.

**ઉપચાર**-ઘીને સો વાર પાણીમાં ધોઇને ચોપડવું તથા જીરુ, આંબળાં ને ખાંડ ખાવા માટે આપવી.

## ૧૪૬ ધાતુપૌષ્ટિક દવા

**ઉપાય ૧ લો**—શુદ્ધ કરેલો ગંધક ટાંક ૧, ટંકણખાર ટાંક ૧, મરી ટાંક ૧, એરંડાની મીજ ટાંક ૧, એ બધાનું ચૂરણ કરી નાગરવેલના પાનાંના રસમાં રતી ભારની ગોળીઓ કરીને ખાવી.

પરેજ–ખાટું, ખારું ખાવું નહિ.

**ઉપાય ૨ જો**—દરરોજ ધોળી ડુંગળી–પાજ–નો રસ શેર ૦૧ દિન ૨, સુધી પીએ તો ધાતુ–વીર્ય–વધે.

**ઉપાય ૩ જો**—ડુંગળીનો રસ શેર એક, મધ શેર એક અને ઘી શેર એક, એ ત્રણેને હાંલ્લામાં ઘાલી, રવઇથી વલોવવું, પછી હાંલ્લાનું મોં બંધ કરી ચુલા તળે દિન ૨૧ સૂધી હાંલ્લુ દાટી મૂકવું. પછી કાઢીને રોજ ટાંક ૧૦ પ્રમાણે ખાય તો ધાતુ વધે.

**ઉપાય ૪ થો**—એખરાનાં બીજ શેર ૧, ને કાઠા ઘઉં શેર ૧ એ બેને એકઠાં કરીને દળવા. પછી ભાખરો કરીને ચઢાવવો, અને ભાગીને તેમાં ગોળ, ઘી, નાખીને લાડુ અથવા–ચૂરમું કરવું અને દિન ૨૧ સુધી ખાવું તેથી ગયેલો કામ પાછો તેજ થાય છે.

**ઉપાય ૫ મો**—ખુરાસાણી અજમો ટાંક ૩, અક્કલગરો ટાંક ૩, ચંદ્રરસ ટાંક ૩, મસ્તકી ટાંક ૩, જાયફળ ટાંક ૪, શુદ્ધ કરેલો હીંગળો ટાંક ૨, કેસર ટાંક ૧, અફીણ ટાંક ૧, વીણીયો કપૂર ટાંક ૯.

એ બધાંને જૂદાં જૂદાં ખાંડીને કપૂરની સાથે ભેગાં કરવાં. પછી નાગરવેલના પાનના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ કરીને રોજ સવારમાં એકેકી ખાવી.

**પથ્ય**—ખાતા સૂધી તેલ, મરચું, ખટાઈ થોડી ખાવી.

**ઉપાય ૬ ઠ્ઠો**—જાયફળ ટાંક ૫, અને હીંગળો ટાંક ૫. પ્રથમ જાયફળને કોરી તેની અંદર હીંગળો વાટીને ભરવો. પછી તેની ઉપર સૂતરં વીંટીને ઘઉંની કણકમાં ઘાલીને અડાયા છાણામાં પકવવું. પછી જાયફળને કાઢીને ખળમાં ઝીણું વાટવું. પછી તેમાં જાવંત્રી ટાંક ૧, તજ ટાંક ૧, તમાલ પત્ર ટાંક ૧, લવંગ ટાંક ૧, અક્કલગરો ટાંક ૧, ખુરાસાની અજમો ટાંક ૧, કાળી મુશલી ટાંક ૧, ધોળી મુશલી ટાંક ૧, તેજબલ ટાંક ૧, બળદાણા ટાંક ૧. એ બધાંને વાટી એકઠું કરવું. નાગરવેલનાં પાનના રસમાં તે બધું લઇને ત્હેની ચણીબોર જેવડી ગોળીઓ કરવી ને રોજ સવાર સાંજ એકેકી ખાવી, તેથી ધાતુ બંધાઇને ઘરડો માણસ પણ જુવાન જેવો થાય છે. ગોળીઓ ખાતા સૂધી રોજ દૂધ ખાવું.

**પથ્ય**—ખટાશ, મરચું, તેલ બહુ ખાવાં નહિ.

**ઉપાય ૭ મો**—તજ, તમાલપત્ર, હીંગળો, બંગ, જાવંત્રી, અક્કલકરો નાગકેસર, ચિત્રાનું મૂળ, પિપર, જાયફળ, અને કેસર, એ બધાંને સમ ભાગે લેઈ વાટીને તેમાં સાકર શેર ૦॥ નાંખી, નાગરવેલના પાનના રસમાં ટાંક ૧ ભાર જેવડી ગોળીઓ વાળવી, ને સાંજે ગોળી એક ખાઇને ઉપર શક્તિ પ્રમાણે (પાચન થાય તેટલું) દૂધ પીવું.

**ઉપાય ૮ મો**—ઉટકંટાની છાલ શેર ૦॥, રુમી મસ્તકી ટાંક ૫, ખુરાસાની અજમો ટાંક ૯, મંચરખોખો* ટાંક ૫, એ સર્વને વાટીને સાકર શેર ૦। નો પાક કરવો. પછી ગોળી ટાંક ૧ ની કરીને ખાધાથી ધાતુ તથા મર્દાઈ વધે છે. બંધકોસ મટે છે.

**ઉપાય ૯ મો**—અડદનો લોટ ટાંક ૪, અને ભેંસનું દૂધ શેર ૨. પ્રથમ દૂધમાં અડદનો લોટ નાંખીને તેની ખીર રાંધે, ને તેવી ખીર દિન ૧૪, કે ૨૮ સૂધી ખાય તો ધાતુ વધે.

---

* ગાંધીની દુકાને મળે છે.

**ઉપાય ૧૦ મો**—રોજ પાવલી ભાર કાળી મુશલીકંદ-વાટીને ગાયના દૂધમાં ખાવો.

**ઉપાય ૧૧ મો**—પંચાગ *ગોખરુનું ચૂરણુ સાકર તથા દૂધ સાથે ભેગું કરીને રોજ પાવલી ભાર ખવડાવવું.

**ઉપાય ૧૨ મો**—મુશળીકંદ ટાંક ૪ ને ચણોઠીના મૂળ સાથે ઘસીને પાવું. આથી ધાતુ વધે છે અને પ્રમેહ મટે છે.

**ઉપાય ૧૩ મો**—લવિંગ ટાંક ૧, એલચી ટાંક ૧, સાલમ ટાંક ૧૫, સેલાણી તજ ટાંક ૧, જાવંત્રી ટાંક ૧, એખરો ટાંક ૫, સુંઠ ટાંક ૩, ગાયનું દૂધ ટાંક ૧૦, શીંગોડાં ટાંક ૧૦, કૌંવચાં ટાંક ૫, ગોખરુ ટાંક ૫, આસન ટાંક ૫, બુરું ખાંડ શેર ०ll. એ બધું એકઠું કરી રોજ ટાંક ૫ ખાય તો સારું થાય, તેમ જ નબલાઈ મટીને શરીરમાં શક્તિ આવે, ભૂખ વધારે લાગે અને ધાતુ જતી હોય તો બંધ થાય.

**ઉપાય ૧૪ મો**—પીપર ૨ પૈસા ભાર, સાકર શેર ०ll, મહુડાં શેર ०ll; ખજુર શેર ०ll, તજ પૈસા ૧ ભાર, તમાલપત્ર પૈસા ૧ ભાર, એલચી પૈસા ૧ ભાર, નાગકેશર ૧ પૈસા ભાર, દ્રાક્ષ શેર ०ll, એ બધાંની મધમાં ગોળી પૈસા ૧ ભારની વાળવી. તે અર્ધી સવારે ને અર્ધી ગોળી સાંજે ખાવી. એથી ધાતુ વધે છે.

**ઉપાય ૧૫ મો**—મૂશલીકંદની મધ સાથે અવળાઈ કરીને રોજ ટાંક ૫, દિન ૧૪ સૂધી ખાય તો શરીરની નબળાઈ જઈને મોંપર લાલી આવે.

**ઉપાય ૧૬ મો**—ચીનકબાલા, અકકલગરો, મુશલીકંદ, બેહુ કસુંબાના બીજ, ભાંગરાનાં બીજ, એખરાનાં બીજ, ગોખરુનાં બીજ, કૌચાં, માલકાંકણીનાં બીજ, જાયફળ, જાવંત્રી, તમાલપત્ર, એ બધું બબે ટાંક લેવું. પછી કપૂર ટાંક ૧, મધ ટાંક ૧, સુંઠ ટાંક ૧, વીજ્યા-ભાંગ-ટાંક ૪, એ સર્વ એકત્ર કરીને મધ તથા ગોળ સાથે ટાંક બેની ગોળીઓ કરવી. દિવસ ઘડી ૨ બાકી હોય ત્યારે ખાવી, તેથી કામ ઘણો વધે અને નપુંસકપણું જાય.

---

* ગોખરુનો છોડ તેના પાંચે અંગ-ભાગ સાથે વાટવો.
મૂળ, થડ, પાનાં, ફૂલને ફળ સાથેના ભાગને પંચાંગ કહે છે.

## ૧૪૭ ધાતુ-વીર્ય-સ્તંભન દવા

**ઉપાય ૧ લો**—પીપર ટાંક ૫, ને રીંગણુ-વંતાક-ને કોરી તેની અંદર મૂકીને ઉપર ગાબડી મારી ભરસાડમાં બાફવું, પછી પીપરને કાઢીને તે જ પ્રમાણે બીજા રીંગણુમાં ઘાલીને બાફવું. પછી પીપરને કાઢી લેઇને ત્રીજા રીંગણામાં બાફીને ઝીણી પરતી ચણી બોર જેવડી ગોળીઓ વાળવી ને રોજ એકેક ખાવી એક પહોર (ત્રણ કલાક ગયા) પછી સ્ત્રીસંગ કરવો. (લીંબુ ચુસ્યાથી ખુલાસો થાય છે)

**ઉપાય ૨ જો**—જાયફળ ટાંક ૪ ને ગાયના દૂધ શેર ૧ સાથે ગરમ કરીને દિન ૭ કે ૧૪ સૂધી ખાધાથી ધાતુ બંધાય છે.

**ઉપાય ૩ જો**—તાલમખાનો તોલો ૧, બલબીજ તોલો ૧, કૌચનાં બીજ તોલો ૧, ધોળી મુસળી તોલા ૪, મુગલાઈ બેદાણા તોલો ૧, કાસની તોલો ૧, સુંઠ તોલા ૨, પીપળીમૂળના ગંઠોડા તોલા ૪, વંસ (વાંસ) લોચન તોલા ૨, મદન-મસ્ત તોલો ૧, શિલાજીત તોલો ૦॥, નિર્ગુંડી તોલો ૧, સતાવરી તોલો ૧, આસંન તોલો ૧, ગોખરુ તોલો ૦॥, સાલમ તોલા ૮, કેસર તોલા ૨, અગર તોલો ૧, એલચી તોલા ૨, ધોળાં મરી તોલા ૨, જાયફળ તોલા ૨, જાવંત્રી તોલો ૧, તજ તોલો ૧, અમર વાલ ૬, કસ્તૂરી વાલ ૧, કેવડાની જડ તોલો ૧, બદામનો મગજ શેર ૦।, ચારોળી શેર ૦।, પસ્તાં શેર ૦।, અક્કલગરો તોલો ૧, લવંગ તોલો ૧, મોતિની ખાખ તોલો ૧, સોનાનાં વરખ વાલ ૬, રૂપાનાં વરખ વાલ ૬, મારેલી કલાઇ પાઈ ૪ ભાર, પારો પાઈ ૪ ભાર, ગંધક પાઈ ૪ ભાર, નવસાર પાઈ ૪ ભાર, આ ચારેને શીશામાં ભરી મોં બંધ કરવું. પછી હાંલ્લામાં રેતી ભરી તેમાં આ શીશાને દાટવો. હાંલ્લાનું મોં બંધ કરી દિન બે સૂધી ભઠ્ઠી કરવી. અને શુદ્ધ થાય એટલે કાઢી ઉપરનાં વસાણાં નાંખીને ઠારવું ને રોજ પાંચ પૈસા ભાર ખાઇને ઉપર દૂધ શેર એક પીવું. આ પ્રમાણે દિન ૪૨ લગી કરવાથી શરીર તથા બળ વધે છે તેમ ધાતુબંધન થાય છે.

**ઉપાય ૪ થો**—ઉટકંટાના મૂળને કુકડાના મૂતરમાં ઘસીને ઇંદ્રિયે લેપ કરવાથી ધાતુસ્થંભન થાય છે.

**ઉપાય ૫ મો**—લવિંગ તોલો ૧, જાયફળ તોલો ૧, જાવંત્રી તોલો ૧, જંગલી લવિંગ તોલો ૧, તાલમખાના તોલો ૧, દાલચીની તોલો ૧, ખુરાસાની

અજમો તોલો ૧, કૌવચ બીજ તોલો ૧, ધોળી મુશલી તોલો ૧, કાળી મુશલી તોલો ૧, ખાખરાનો ગુંદર તોલો ૧, ચુનીઓ ગુંદર* તોલો ૧, માયાં તોલો ૧, સાલમ તોલો ૧, ગોખરુ તોલો ૧, ઉટકંટાનાં બીજ તોલા ૨, વિજીયા (ભાંગ) શેર ૧, ઘી તોલાં ૯, ખાંડ શેર ૧, મધ તોલા ૯.

પ્રથમ ખાંડની ચાસણી કરી ઉપરનાં વસાણું સાંતરી, ચાસણીમાં નાંખવાં ને તેની અર્ધા પૈસા ભારની ગોળીઓ વાળવી. ને એક ગોળી ખાઈ ઉપર દૂધ અર્ધ શેર પીવું ને પાનની બીડી ખાવી. સ્ત્રીની પાસે ઘડી એક જતા પહેલાં ખાધાથી બંધજ થાય, બળ વધે, તેમ બીજા ઘણા ગુણ થાય.

**ઉપાય ૬ ઠ્ઠો**—ખારેકમાં અફીણ ઘાલીને બાફવી. પછી તેને વાટીને નાગર વેલના પાંનાંના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ વાળીને ગોળી ૧ ખાવી ને ઉપર દૂધ, માવો, મલાઈ અને ઘી ખાવું. એથી ઘણો ટકાવ રહેશે.

**ઉપાય ૭ મો**—અજમો શેર ૧, ટોપરુ–કોપરુ–શેર ૧, ભાંગ શેર ૧, કુંવાડીયા–પુંવાડીયાં–નાં બીજ શેર ૧, કાળા તલ શેર ૧, એ બધાંને ખાંડી કપડછાણ કરી મધમાં ટાંક ૫, ભારની એક પ્રમાણે ગોળીઓ કરી સવારમાં ગોળી ૧ ખાઈ ઉપર ધોળી ડુંગળીનો અધોળ રસ પીવો.

**ઉપાય ૮ મો**—એલચી, કેસર, સરપંખાડીની જડ, મોચરસ, જાયફળ, મસ્તકી, અક્કલકરો, પિપર, અફીણ, સુંઠ, કસ્તુરી, સમુદ્રશોસ, જાવંત્રી, કનક બીજ, પારો, હીંગળો, લવિંગ, વિજ્યા (ભાંગ), કણેરની જડ, જુવારનું મૂળ, ધ્રોનું મૂળ, બરાસ, વાંસ કપૂર.

એ બધાંને સમ ભાગે લઈ બહુ ઝીણાં વાટીને મધમાં અથવા નાગરવેલના પાનના રસમાં મરી જેવડી ગોળીઓ વાળવી ને ગોળી એક ખાઈ ઉપર દૂધ શેર ૦ાા ઘી, ઉપર નાગરવેલના પાનની બીડી ખાવાથી વીર્યસ્તંભન થાય છે.

**ઉપાય ૯ મો**—ખુરાસાની અજમો, ભાંગ (વિજીયા), જાયફળ, એ ત્રણેને સમ ભાગે લેઈ ચૂરણ કરવું, ઝીણું વાટવું, પછી મધ ઉનું કરીને તેમાં

* બાવળનો ચકચકતો ગુંદર.

નાંખીને સોપારી જેવડી ગોળી કરીને સંધ્યાકાળે એક ગોળી ખાવી. ને ઉપર ગાયનું દૂધ શેર ૦ાા ગરમ કરીને પીવું.

**ઉપાય ૧૦ મો**—જાયફળ ટાંક ૨, જાવંત્રી ટાંક ૨, લવિંગ ટાંક ૨, આગરાઈ અફીણ ટાંક ૨ાા, શુદ્ધ કરેલો હીંગળો ટાંક ૦ાા, એ બધું એકત્ર વાટી નાગરવેલના પાનના રસમાં ચણોઆર જેવડી ગોળીઓ વાળીને ગોળી એક રાતે શયન કરતાં પહેલાં ખાવી. આથી સ્તંભન ઘડી ૪ સુધી રહે છે.

**ઉપાય ૧૧ મો**—ધોળી ચણોઠી ટાંક ૧, અફીણ ટાંક ૧, ચીણીયું કપૂર ટાંક ૧, એ બધાંને વાટી નાગરવેલના પાનના રસમાં મરી જેવડી ગોળીઓ કરીને રોજ એક ગોળી ખાવી.

**ઉપાય ૧૨ મો**—આસન, તલ, ગોળ, અડદનો લોટ અને સુંઠ સમ ભાગે લેઈ ખાંડીને ચણોઆર જેવડી ગોળીઓ કરીને ખાવી. તેથી બળ-શક્તિ વધે છે.

**ઉપાય ૧૩ મો**—ચણોઠીનું મૂળ, ગોખરુ, અને કૌવચાંનાં બીજ, આ સાકર શેર ૦ા, એને દૂધ શેર ૨૫ માં રાંધવાં, ને રંધાયા પછી રોજ ટાંક ૪ દરેક રાતે ખાધાથી બળ તથા રૂપ વધે છે.

**ઉપાય ૧૪ મો**—જાયફળ ટાંક ૧, લવંગ ટાંક ૧, જાવંત્રી ટાંક ૧, વંગ ટાંક ૧, હીંગળો ટાંક ૧, મરી ટાંક ૧, પિપર ટાંક ૧, સુંઠ ટાંક ૦ાા, અક્કલકરો ટાંક ૦ાા, સોધેલો વછનાગ ટાંક ૦ાા, ચોલો ટાંક ૧, *કનક બીજ ટાંક ૦ાા. એ સર્વને એકઠું કરી ખાંડીને નાગરવેલના રસમાં ગોળીઓ બોર જેવડી વાળવી ને સવાર સાંજ એક એક ખાવાથી બંધેજ-ધાતુ બંધન સારો રહે છે.

**ઉપાય ૧૫ મો**—કુમાડીયાનાં બીજ, એખરાનાં બીજ, ઉટકંટાની છાલ, એ સર્વે સમ ભાગે લેઈ મધ સાથે અવળાઈ કરી ભૂખે પેટે સવારમાં ટાંક ૧ ખાય તો શરદી મટે તથા મર્દાઈ આવે.

**ઉપાય ૧૬ મો**—ભીલામાંની મીજ, કનક બીજ, મેથી, એખરાનાં બીજ, ખારેક, કોપરાં, ભોંય-પાતાળ-કોળુ, કઉચાં, શતાવર, ગોખરુ, મોચરસ, એ સર્વે સમ ભાગે લેઈ ચૂર્ણ કરવું ને રોજ ટાંક ૩ ભાર લેઈ દૂધ શેર ૦ાા સાથે ફાકવું.

---

* ધંતુરાનાં બીયાં.

**ઉપાય ૧૭ મો**—કલોંજી ટાંક ૬, ભાંગરો ટાંક ૬૨, સંભાળુ ટાંક ૬૨, ચિત્રો ટાંક ૬૨, કચૂરો ટાંક ૧૯, ચાતીઓ મારેલો, આંમળાં ટાંક ૧૯, હરડે ટાંક ૧૯, સુદ્ધ વચ્છનાગ ટાંક ૫, ત્રણ વરસનો ગોળ જૂનો શેર ૨. સર્વે વસ્તુઓને ખાંડી ભૂકો કરી ગોળમાં ગોળીઓ ૩૬૦ કરીને નરણે કોઠે સવારમાં ગોળી એક ખાવી. પરેજ–કાંઈ કરવાની નથી. (વૈદ્યની સલ્લાહ લઇને પ્રયોગ કરવો.)

**ઉપાય ૧૮ મો**—બદામની મીજ ટાંક ૧, હબેકલકલ* ટાંક ૧, અલગોજા ટાંક ૧, ખડબુચાની મીજ ટાંક ૧, હબ્બજલમ ટાંક ૧, તલ ટાંક ૧, ખસખસ ટાંક ૧, ચીનીકબાલા ટાંક ૨, તજકરપો ટાંક ૨॥, કલીંજન ટાંક ૨॥, લવંગ ટાંક ૨॥, શકાકૂલ ટાંક ૨॥, મસ્તકી ટાંક ૨॥, જાવંત્રી ટાંક ૧॥, છટ ટાંક ૧॥, ખનનશરુખ ટાંક ૩, શાલગમનાં બીજ ટાંક ૩, સુવા ટાંક ૩, સૂખનંદ ટાંક ૩, ગોખરુ ટાંક ૧॥, સુંઠ ટાંક ૧॥, નાગકેસર ટાંક ૧॥. એ બધાંને વાટી મધ શેર ૩ માં માજમ કરી નરણે કોઠે ખાવી. એથી મર્દાઈ આવે છે. ઉપર ખાટુ ખારું ખાવું નહિ.

**ઉપાય ૧૯ મો**—જાયફળ ટાંક ૨॥, ઇસપાંદરાં ટાંક ૫, જાવંત્રી ટાંક ૧॥, તજ ટાંક ૧॥, અફીણ ટાંક ૧॥. આ બધાંને ખાંડીને નાગરવેલના પાનના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ કરી સૂઈ રહેતી વખતે એક ગોળી ખાવી ને તે ઉપર સાકર નાંખીને દૂધ પીવું. ચૌદ ઘડી પછી ભોગ કરવો.

**ઉપાય ૨૦ મો**—ચીણીયું કપૂર ટાંક ૧, જાયફળ ટાંક ૧, હીરાબોળ ટાંક ૧, ટંકણખાર ટાંક ૧, અફીણ ટાંક ૧.

અફીણથી પહેલું જાયફળ, પછી હીરાબોળ, પછી ટંકણખાર, પછે અફીણ. એને પાનમાં (સોપારી ને કાથો મૂકેલી બીડીનો) રસ કાઢી તેની ટાંક ૧ પ્રમાણેની ગોળીઓ કરવી ને પહેલાં ખાવી. બંધેજ બહુ રહે ને અકળામણ થાય તો ઉપર આદું ચાવવું.

**ઉપાય ૨૧ મો**—કપૂર ચીણીયું ટાંક ૦॥, અફીણ ટાંક ૦॥, પેટમાંના કરમીયા ટાંક ૦॥. એ ત્રણે સમ ભાગે લેઈ વાટીને ભોંયરીંગણીના રસમાં

* હકીમી દવાઓનાં નામ છે.

ખળીને ગોળી કરવી. પછી તેને થુંક સાથે ઘસીને બે વાર ઈંદ્રિય ઉપર લેપ કર્યા પછી બે ઘડી પછી સંભોગ કરવો.

**ઉપાય ૨૨ મો**—લવંગ ટાંક ૨, જાવંત્રી ટાંક ૨, કેસર ટાંક ૨, અફીણુ મીસરી ટાંક ૨, શેતુર ટાંક ૨. અફીણને ઉનું કરી તેમાં ઉપરની રકમો ખાંડીને નાંખવી ને એક પહોર સુધી ખળમાં ઘુંટવી ને તે વખતે માંહે નાગરવેલના પાનનો રસ નાંખી ગોળીઓ ૧૪ સરખા માપની કરવી ને ભોગ કરતા અગાઉ ત્રણ કલાક વહેલી ખાઈ ઉપર દૂધ પીવું.

**ઉપાય ૨૩ મો**—જાયફળ ટાંક ૨, એને અકરવતી દૂધમાં પચાવવું. ઈશ્વર ટાંક ૨, જાવંત્રા ટાંક ૨, લવંગ જંગલી ટાંક ૨, એને વાટીને સરખા માપની ગોળીઓ નાગરવેલના પાનના રસમાં કરવી ને ભોગ કરતા પહેલાં બે કલાક વહેલી ખાવી. (આ ફતેહજંગની ગોળી કહેવાય છે)

## મરદની ઈંદ્રિયની રગ-નસ-નરમ પડી ગઈ હોય તેપર ચોપડવાનો લેપ

**ઉપાય ૨૪ મો**—ઉટકંટાની જડ ટાંક ૩, ભોંયરીંગણીની જડ ટાંક ૩, ધોળી કરણની જડ ટાંક ૩. એ ત્રણેને ખાંડી કપડછાણ કરી ઘીમાં ઘુંટવું. પછી તેનો ઈંદ્રિયપર દિન સાત સૂધી લેપ કરવો.

**ઉપાય ૨૫ મો**—અક્કલગરો ટાંક ૫, કલીજન ટાંક ૫, શુદ્ધ વચ્છનાગ ટાંક ૫. એ સર્વને કપડછાણ કરી ગાયના ઘીમાં ઉકાળી ઠંડું પડ્યા પછી ઈંદ્રિય ઉપર તેનો લેપ કરવો.

**ઉપાય ૨૬ મો**—હીંગળો ટાંક ૧, શુદ્ધ પારો ટાંક ૧, લવંગ ટાંક ૧, જાયફળ ટાંક ૧, જવખાર ટાંક ૧, મરી ટાંક ૧, કાકડાશીંગ ટાંક ૧, ખોરાસાની અજમો ટાંક ૧, અક્કલગરો ટાંક ૧, સમુદ્રશોસ ટાંક ૧, ભાંગ ટાંક ૫, અફીણ ટાંક ૫, પીપર ટાંક ૧, વચ્છનાગ શોધેલો ટાંક ૨॥. એ સર્વને ખાંડી ભૂકો કરી ભાંગરાનાં રસમાં દિન ૯ સૂધી ખળમાં ઘુંટવું ને પછી સવા ચણાભાર જેટલા વજનની ગોળીઓ વાળવી, તે ગમન કરતા પહેલા ત્રણ કલાક અગાઉ ખાવી, સમાગમ પછી તરત શેર ૦॥ દૂધ પીવું.

## મર્દાઈ વધે તેમ ધાતુ સ્તંભન થાય

**ઉપાય ૨૭ મો**—શુદ્ધ વંછનાગ ટાંક ૫*, રંગતમાસી ટાંક ૫, ખીર-ખાહાતી ટાંક ૫, સફેત કરણની જડ ટાંક ૧૦, માલકાંકણી ટાંક ૧૦, અક્કલગરો ટાંક ૭, ચાતીયો કચુરો ટાંક ૭, ચિત્રાનાં મૂળીયાં ટાંક ૨૦. એ બધું ખાંડી તેલ શેર ૦। માં નાંખીને ઉકાળવું.

**ઉપયોગ**—વાથી જેના હાથ પગ છેક રહી ગયા હોય તેની ઉપર આ તેલ ચોપડવાથી વા મટે છે. તેમ જે નામર્દ થઈ ગયો હોય તેની ઇન્દ્રિય ઉપર આ તેલનું લેપ કરવાથી મર્દાઈ પાછી આવે છે.

**ઉપાય ૨૮ મો**—અજમાની રાખોડી શેર ૧, ભાંગરાનાં ફૂલ ટાંક ૭, દહીં, ટાંક ૧૮, આંકડાનાં ફૂલ ટાંક ૧૮, સૂકી નગોડનાં પાનાં ટાંક ૧૮, ખસખસ ટાંક ૧૮, હરડેદલ ટાંક ૧૮, સરગુઆનું મૂળ ટાંક ૧૮, ધોળી કરણનાં સુકાં ફૂલ ટાંક ૧૮, પીપર શેર ૧, કંદખેર ટાંક ૧૮, મરી ટાંક ૯. એ બધું ભેગું વાટીને મધ તથા ગોળ સાથે ટાંક ૩ ભારની ગોળીઓ વાળવી ને સવારમાં ગોળી એક ખાઇને તે ઉપર ગાયનું દૂધ અછેર ઊનું કરીને પીવાથી કામ ઘણો વધે ને ઈંદ્રિય દઢ થાય.

### (ધાતુ સ્તંભન)

**ઉપાય ૨૯ મો**--ગોખરુ, એખરો, નીરગુંડી, સુંઠ, શતાવલી, મુશલીકંદ. એ બધું સમ ભાગે લેઈ ખાંડવું. પછી કપડછાણ કરી ગાયના ઘી તથા મધમાં ગોળીઓ ચણીબોર જેવડી વાળીને એક ગોળી સવારે ને એક સાંજે ખાવી. તેથી બંધેજ બહુ રહે છે તેમ મર્દાઈ વધે છે.

**ઉપાય ૩૦ મો**—હીંગળો કાચો પલ ૦॥,† રીંગણાં નંગ ૨૧ માંહે ઘાલીને કૌંમાં-(ભરસાડમાં) ઘાલીને બાફવો. પછી તેમાંથી એક ચોખા જેટલી નાગરવે-લના પાનમાં મૂકીને ખાવો. તેથી નામર્દ પણ મર્દ થાય છે. હીંગળાને એક

---

* હાંલ્લામાં દૂધ નાખી, તેમાં વછનાગની પોટલી લટકતી રાખવી. હાંલ્લાના તળીયા સુધી ઠેઠ જવા દેવી નહિ, દૂધની અંદર લટકતી રાખવી. હાંલ્લાના મોંપર લાકડાનો કડકો મૂકી તેને દોરી બાંધી આ પોટલી બાંધવી. દૂધ બળી ગયા પછી વછનાગ કાઢવો તે શુદ્ધ કહેવાય. † ચાર રૂપીયાભારનો એક પળ ગણાય છે.

રીંગણામાંથી કાઢી બીજામાં એમ ૨૨ રીંગણામાં અનુક્રમે ઘાલતા જવું ને પછી ઉપયોગમાં લેવો. ખાતા સુધી તેલ, ખટાસ ન ખાવાં.

**ઉપાય ૩૧ મો**—ચારોળી તથા મોથ સમ ભાગે લેઈ ટાંક ૩ પ્રમાણે વીશ દહાડા સૂધી ખાય તો વીર્યની વૃદ્ધિ થાય છે.

**ઉપાય ૩૨ મો**—સુંઠ ટાંક, ૭, કૌચાં ટાંક ૧, સતાવન ટાંક ૧, જેઠીમધ ટાંક ૧, કાળુજીરૂ ટાંક ૧, તપખીર ટાંક ૧, એખરો ટાંક ૬. એ બધું ખાંડી મૂકી રોજ ટાંક ૩ ભાર ખાય તો વીર્ય વધે.

**ઉપાય ૩૩ મો**—કૌચાંનું મૂળ, દૂધ સાથે ઘસીને પીએ તો વીર્ય વધે તથા વીર્યસ્તંભન થાય.

**ઉપાય ૩૪ મો**—લાજમર્જાદા-લાજુલાડી-નું મૂળીયું, શનિવારે નોતરીએ, આદિત્યવારે લાવીને, કુંવારી કન્યાને હાથે કાંતેલા સૂતરે બાંધીને તે કેડ પાછળ રહે. એમ બાંધવાથી સ્તંભન થાય.

**ઉપાય ૩૫ મો**—જાયફળ ટાંક ૧, ફુલાવેલો ટંકણખાર ટાંક ૧, વિજીયા-ભાંગ-ટાંક ૧, અને અફીણ મીસરી ટાંક ૦॥. એ બધું લીંબુમાં ઘાલીને પચાવવું. પછી તેમાંથી કાઢીને તેમાં હીરાબોળ ટાંક ૧ નાંખીને તેની મધ સાથે સરખા વજનની ગોળીઓ નંગ આઠ વાળવી ને રોજ સાંજે એક ખાવી. ને તરત જમવા બેસવું, પણ પાણી પીવું નહિ, પછી વિહાર કરવો.

**ઉપાય ૩૬ મો**—કેસર ટાંક ૨, જાવંત્રી ટાંક ૨, જાયફળ ટાંક ૨, અફીણ મીસરી ટાંક ૨, લવંગ ટાંક ૨, હીંગળો કાચો ટાંક ૨, મસ્તકી ટાંક ૨, ભોરીંગણ ટાંક ૨, સમુદ્રશોસ ટાંક ૨, વજકાવળી ટાંક ૨, ખોરાસાની અજમો ટાંક ૨, એ બધાંને ઝીણાં વાટી નાગરવેલના પાનના રસમાં ખળીને ચણીબોર જેવડી ગોળીઓ વાળવી ને તેમાંની એક સાંજે ખાઈ તે ઉપર દૂધ શેર એક પીવું ને પછી વિહાર કરવો. ઘણીવારે છૂટ ન થાય તો આદુ ચાવવું તેથી છૂટ થશે.

## (સર્વોત્તમ-શીકાર-ગોળી છે)

**ઉપાય ૩૭ મો**—હીંગળો કાચો ટાંક ૧, શુદ્ધ કરેલો પારો ટાંક ૧, લવંગ ટાંક ૧, જાયફળ ટાંક ૧, જવખાર ટાંક ૧, મરી ટાંક ૧, કાકડાશીંગ ટાંક

૧, ખોરાસાની અજમો ટાંક ૧, અક્કલગરો ટાંક ૧, સમુદ્રશોસ, ટાંક ૧, ભાંગ ટાંક ૫, અફીણ મીસરી ટાંક ૫, વચ્છનાગ શુદ્ધ કરેલો ટાંક ૨, એ બધાંને વાટી ભાંગરાના રસમાં દિન ૯, પહોર ૩૬ સુધી ખળ કરી તેની જુવારના દાણા જેવડી ગોળીઓ કરી એક ગોળી સાંજે ખાવી.

**ઉપાય ૩૮ મો**—ધંતુરાનું મૂળ, ઝીંઝોટાનું મૂળ અને પહાડનું મૂળ એ ત્રણેને કમરે ડુંટી આગળ બાંધે તો વીર્ય બંધ થાય. ડુંટી આગળથી કેડ પાછળ લાવે તો છુટ થાય.

**ઉપાય ૩૯ મો**—તજ, તમાલપત્ર, જાયફળ, જાવંત્રી, કકલીકરે, કાળી મુશલીકંદનાં બીજ, એ સમ ભાગે લેઈ નાગરવેલના પાનના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ વાળીને એક ખાવી. એથી વીર્યસ્તંભન થશે.

**ઉપાય ૪૦ મો**—કૌચાં, ગોખરુ, સાલમ, સાકર, આમળાં, અને મધ, એને સમ ભાગે લેઈ ગાયના દૂધમાં વાટીને ખાય તો વીર્ય વધે.

**ઉપાય ૪૧ મો**—ચણોઠીના મૂળનું ચૂરણ કરીને ફાકી મારી ઉપર દૂધ પીવાથી વીર્ય વધે. દિન સાત સુધી કરવું.

**ઉપાય ૪૨ મો**—તલ તથા ગોખરુને સમ ભાગે લેઈ વાટીને બકરીના દૂધમાં નાખી ખીર કરી ટાઢી પડ્યા પછી મધ નાંખીને ખાવું.

**ઉપાય ૪૩ મો**—ધોળી અને લાલ કરેણનાં મૂળ, દારુહળદર, ગજ પીપર, નવસાર, અક્કલગરો, આકડાનું મૂળ, એ સૌને સમ ભાગે લેઈ વાટીને પાણી સાથે ઇંદ્રિય ઉપર લેપ કરવો અને પછી વિહાર કરવો.

**ઉપાય ૪૪ મો**—કણેરનું મૂળ ઘસી પુરુષ જો ઇંદ્રિય ઉપર તેનો લેપ કરે તો વીર્યસ્તંભન થાય.

**ઉપાય ૪૫ મો**—અફીણ તથા જાવંતરીને નાગરવેલના પાનના રસમાં બે પહોર સુધી ઘુંટવી. પછી તેની ચણા જેવડી ગોળીઓ કરવી, પછી કસ્તુરી સાથે તેની ગોળી એક ખાઈ ઉપર દૂધ શેર એક ગરમ કરીને પીવું.

## ૧૪૮ ધનુરવા ઉપર હળવાઈ

**ઉપાય ૧ લો**—ત્રીકટુ ટાંક ૫, બેઠી રીંગણી ટાંક ૫, પુષ્કરમૂળ (એરંડો) ટાંક ૨, અર્ડુસો ટાંક ૨, ભોરંગ ટાંક ૨, અક્કલગરો ટાંક ૨, એ બધું ખાંડી મધ સાથે ટાંક અર્ધો સૂધી ચટાડવાથી ધનુરવા મટે.

## ૧૪૯ (મારેલી) ધાતુ સજીવન કરવાનો ઉપાય

**ઉપાય ૧ લો**—મધ, ઘી, ને ટંકણખાર, એ ત્રણે નાસરી નાસરી ભાર લેઇને મારેલી ધાતુ સાથે નાંખીને બાળવું.

## ૧૫૦ ધંતુરાના ઝુંડવાનું વિષ-ઝેર-ઉતારવાની દવા

**ઉપાય ૧ લો**—ગાયનું દૂધ શેર ત્રણ, તાંબાના વાસણમાં નાંખીને ખૂબ હલાવીને પીવું.

## ૧૫૧ નાકે લોહી પડતું હોય (નસકોરી ફૂટી હોય)

**ઉપાય ૧ લો**—જૂની છોને કુટીને પહોળી લુગદી કરી તાલક ત્હેની ઉપર મૂકવી અને સુંગવી.

**ઉપાય ૨ જો**—કેસર ટાંક ૦।, અને સાકર ટાંક ૦।, એ બેને ગાયના ઘી સાથે ઉનું કરીને નાકમાં મેલવું. દિન ૧૪ સુધી મૂકવાથી નાકમાં છોડ બાઝયું હોય તે અને લોહી નીકળતું હોય તે, બન્ને રોગ મટે છે.

**ઉપાય ૩ જો**—અતુસડી-સીતાફળી-ના પાનાંનો રસ, તથા તેના ઠળીયા-બીજ-અને હીંગોરાના ઝાડની છાલ, એ બધું સીતાફળીના પાનાંના રસમાં વાટીને સુંઘવું.

## ૧૫૨ નિદ્રા-ઉંઘ-ન આવતી હોય તેની દવા

**ઉપાય ૧ લો**—કરોળીયાનાં પડને બાળીને રાખ કરવી, ભાંગ ટાંક ૧, જાયફલ ટાંક ૦।, કસ્તુરી ટાંક ૦। એ સૌને મધ સાથે ઉકાળીને આંખમાં અંજન કરવું તેથી નિદ્રા આવશે.

## ૧૫૩ નેત્ર રોગની દવા

**ઉપાય ૧ લો**—મોતિની છીપાણી-છીપ-અર્ધા પૈસા ભાર, ફુલાવેલી ફટકડી, લીંબુનો રસ, અફીણ, છીંપાણીમાં નાખી આંગળીથી હલાવી દિન ૩ સુધી આંખ ઉપર ચોપડવું.

**ઉપાય ૨ જો**—(આંખ દુખતી હોય) હીંગોળાના મૂળને પાણીમાં ઘસીને આંખે ચોપડવાથી આંખ દુખતી રહે, પણ આંખની અંદર જવા દેવું નહિ.

**ઉપાય ૩ જો**—નેત્રની છાયાનું ઔષધ-ભોંય રીંગણીનું મૂળ, હળદરનો ગાંઠીઓ, અને રાયણના કળીયા-ઠળીયા-ની બીજ, એ ત્રણેને પાણીમાં ઘસીને આંજવાથી છાયા જાય.

### ૧૫૪ નાકમાં મસા તથા ગાંઠ થાય તેની દવા

**ઉપાય ૧ લો**—પીવાનો ફૂલ દારુ શેર ૧, મોરથુથુ પૈ ૫ ભાર, સાકર પૈ ૫ ભાર, એ એકઠું કરી કાચના શીશામાં ભરી તડકે મૂકવું. ટાઢુ થાય ને સળી ઉપર ચઢે એવું માલૂમ પડે ત્યારે સળી ઉપર રુ વીંટીને સળી દવામાં બોળી નાકમાં મસા તથા ગાંઠ ઉપર દિન ૭ કે ૧૪, અથવા ન મટે તો દિન ૨૧ સુધી ચોપડવું.

### નાકમાં પીનસ, બો, અને ખપેડીની દવા

**ઉપાય ૨ જો**—લીમડાનાં લીલાં પાનાં પૈ ૧ ભાર, પટોલ ૧ પૈ ભાર, સુંઠ પૈ ૧ ભાર, પિંપર પૈ ૧ ભાર, મરી પૈ ૧ ભાર, ભોંય રીંગણીનાં બીજ ૧ પૈ ભાર, ભારંગ ૧ પૈ ભાર, મોથ ૧ પૈ ભાર, જેઠીમધ ૧ પૈ ભાર, સુખેડ પૈ ૧ ભાર, એલચી પૈ ૧ ભાર, વાળો પૈ ૧ ભાર, તેલ શેર ૧ાા માં ઉપરની જણસો ખાંડીને નાખવી ને તેલ કકડાવવું ને ટાઢું પડ્યા પછી નાકમાં મૂકવાથી નાકનાં ૩૦ જાતનાં દર્દ મટે છે.

### ૧૫૫ નાસુરની દવા

**ઉપાય ૧ લો**—પડવાસ શેર ૧ તથા ચીનકબાલા પૈસા ૩ ભાર, એ બંનેને ખાંડીને ભૂકો કરવો, ને હુકામાં ભરીને હુકો પીવો, તેથી તાલવાની ચાંદી મટે તથા મોં આવ્યું હોય તો સારું થાય.

### નાસુર ઉપરનો મલમ

**ઉપાય ૨ જો**—દીકામારી ટાંક ૨, કીદરુ ટાંક ૨, મોરથુથુ ફુલાવેલું ટાંક ૨, આંબા હળદર ટાંક ૨, ઘરનો ધુંવા શેર ૨, લીમડાનાં પાનાં સૂકાં ટાંક ૨, એ બધાંને ખાંડી ભૂકો કરી મીણબતીનું ટાંક ૩, તથા તેલ ટાંક ૧૨ માં નાખીને ઉકાળવું, ચાસણી જેવું થાય ત્યારે ઉતારી લેવું અને નાસુર ઉપર ચોપડવું.

**ઉપાય ૩ જો**—જંગાલ ટાંક ૧, જીરુ ટાંક ૧, ફુલાવેલું મોરથુથુ ટાંક ૧, શાકાતરીઓ એળીઓ ટાંક ૧, બોદાર ટાંક ૧, સીંદૂર ટાંક ૧, એ બધાંને

ખાંડી કપડછાણ કરી મીણબત્તીનું ટાંક ૫, કોપરેલ ટાંક ૯, મીણ તથા કોપરેલ ભેગું કકડાવીને તેમાં બધી જણસ નાંખી ખલ કરવું ને મલમ જેવું થાય ત્યારે ચોપડવું.

**ઉપાય ૪ થો**—કંપીલો ટાંક ૪, કાથો ધોળો ટાંક ૩, ફુલાવેલો ટંકણખાર ટાંક ૦॥, મીણ પાઈ ૧ ભાર, ઘી ટાંક ૫ ભારમાં ખાંડીને નાંખી ખળ કરવાથી મલમ થશે તે ચોપડવો.

આ મલમથી–પાકું તથા વાગેલું હોય તે પણ મટે છે.

**ઉપાય ૫ મો**—કાળી સોપારી ટાંક ૧, મજીઠ ટાંક ૧, કાથો ટાંક ૧, મીણબત્તીનું ટાંક ૨, કંપીલો ટાંક ૧, ફુલાવેલો ટંકણખાર ટાંક ૦॥, બોદાર ટાંક ૧, રાલ ટાંક ૨, ઘી પૈ ૫ ભાર, એનો મલમ કરી ચોપડવાથી ઉપર બતાવેલાં દર્દ મટે છે.

**ઉપાય ૬ ઠ્ઠો**—અંદાલા જીંડવાં પાઈ ૦॥ ભાર, ભોંયરીંગણીનાં બીજ પાઈ ૦॥ ભાર, એને વાટીને નાસુર ઉપર દિન સાત સૂધી ચપટી ભરીને દાબવાથી રોગ મટે છે.

## ૧૫૬ નળબંધ વાયુ ઉપરની ગોળી

**ઉપાય ૧ લો**—સુંઠ પૈસા ૩ ભાર, સોનામુખી પૈસા ૩ ભાર, જીરું ૦॥ પૈસા ભાર, હીંગ ૧ પાઈ ભાર, પીપર ૦॥ પૈસા ભાર, મરી ૦॥ પૈસા ભાર, અજમો ૦॥ પૈસા ભાર, સીંધવ ૨ પૈસા ભાર, સંચલ ૧॥ પૈસા ભાર, એ સર્વ ખાંડીને લીંબુના રસમાં સોપારી જેવડી ગોળી કરી ઉના પાણી સાથે ખાવી.

## ૧૫૭ નાગાર્જુન ચૂરણ કરવાની રીત અને તેથી ફાયદા

**ઉપાય ૧ લો**—શોધેલો પારો, શોધેલો વચ્છનાગ, શોધેલો આમલસારો ગંધક, પીપર એ સર્વે એકેક પૈસાભાર લેવાં, ને પછી ત્રણ પૈસાભાર મરી, એ બધું મેળવીને આદાના રસમાં એક દિવસ સૂધી તેનો ખળ કરવો.

**ઉપયોગ**—અજીર્ણને મટાડે, મંદાગ્નિને ટાળે, ચુંક મટે.

**ઉપાય ૨ જો**—લવિંગ, અક્કલકરો, તજ, સાટોડીનું મૂળ, પીપળીમૂળના ગંઠોડા, શુદ્ધ કરેલો વચ્છનાગ.

ઉપરની બધી વસ્તુઓને ચોકખી કરી સમ ભાગે લઈ તે સર્વના વજનથી ચારગણો લીંબુનો રસ લેઈ, તે બધું માટીના વાસણમાં નાંખી ચૂલા ઉપર મૂકવું. ને તળે ધીમો તાપ કરવો. ને પછી ચઢી ગયા પછી તેની વાલ વાલની ગોળીઓ કરવી ને તે કાચના વાસણ–શીશી–માં રાખવી, કે માટીના વાસણ–કુલડી કે ચડવામાં ભરી રાખવી. પછી એકેક ખાવી. તેનાથી અજીર્ણું વિકાર મટે છે તેમ ભૂખ લાગે છે–મોઢું સારું થાય છે.

### ૧૫૮ (બાળકનો) પેસાબ બંધ થયો હોય તેની દવા

**ઉપાય ૧ લો**—ગોખરુ શેર ૦। ને ખૂબ ઝીણું દળવું, પછી તેને ગાયના દૂધમાં રાંધી, સેહેતું સેહેતું બાળકના પેઢુ ઉપર બાંધવાથી પેસાબ થાય છે.

### (મ્હોટા માણસનો) પેસાબ બંધ થયો હોય

**ઉપાય ૨ જો**—મ્હોટા માણસને સાકર ટાંક ૫, સુરોખાર ટાંક ૧ એ બંનેને કોળાના પાણી શેર ૦। સાથે પાવો, અથવા

**ઉપાય ૩ જો**—ડુંગળી–પીઆજ–નાં બીજ ટાંક ૨, નવસાર ટાંક ૨ એ બેને વાટીને ભૂરાના પાણી સાથે પાવું. તેથી પેસાબ થશે.

### મૂત્ર–પેસાબ બંધ થઈ ગયો હોય

**ઉપાય ૪ થો**—હાથ પગના અંગુઠા બાંધવા, પછી સાપની કાંચળી ટાંક ૦। વાટીને પાય તો મુત્ર છૂટે–પેસાબ થાય.

### ૧૫૯ પેસાબ બહુ થતો હોય

**ઉપાય ૧ લો**—ઇસપન ટાંક ૫, અજમો ખોરાસાની ટાંક ૩, કૌચાં ટાંક ૫, કાળા તલ ટાંક ૫, બંગ* ટાંક ૧, બુરા ખાંડ શેર ૦। એ બધું એકઠું કરી દિન પ્રત્યે ટાંક ૫ પ્રમાણે ખાવાથી સારું થાય.

**ઉપાય ૨ જો**—કાળો ભાંગરો, તલ, ને પિપર, એ ત્રણેને સમ ભાગે લેઈ ખાંડી સરખા વજનની પડીકી સાત કરી દિન સાત સુધી પાણી સાથે આપવી.

### ૧૬૦ પેસાબમાં લોહી પડતું હોય

**ઉપાય ૧ લો**—કાળો હીરા ટંકણ ટાંક ૫, સાકર ટાંક ૫, કાસની ટાંક ૫, એને વાટીને પડીકાં ૫ સરખા વજનનાં કરવાં ને રોજ એકેક પડીકું ખાવું.

---

* મારેલી કલાઇ.

### ૧૬૧ પાઠું નીકળ્યું હોય

ઉપાય ૧ લો—છડ માકુડાની છાલ*ને કુટી છુંદીને દિન સાત સૂધી પાઠા ઉપર બાંધે તો પાઠું સમી જાય.

### ૧૬૨ પાઠું અને કંઠમાળ.

ઉપાય ૧ લો—ચૂનો, ધુઆશ† તથા મરઘીની હગાર, એ ત્રણે સમ ભાગે લેઈ ગોળમાં નાંખીને પાઠા તથા કંઠમાળ ઉપર તેનો લેપ કરવાથી આરામ થાય.

### ૧૬૩ પડજીભી‡ વધતી હોય

ઉપાય ૧ લો—ધાવડીનાં મૂળ, અને બોદારશીંગ સમ ભાગે લેઇ ગોળ સાથે મરી જેવડી ગોળી કરી દિન સાત સૂધી મ્હોંમાં રાખવી. તેથી ઓસરી જાય છે.

### ૧૬૪ પીનશની§ દવા

ઉપાય ૧ લો—ટીંડોરાંના પાનાનો રસ ટાંક ૧, અને કડાર ટાંક ૦॥ નાં નાકમાં ટીપાં પાડવાં.

### ૧૬૫ પગ કળતા હોય

ઉપાય ૧ લો—વાંસ કપૂર વાલ ૧૨॥, કેર¶ ટાંક ૧ દૂધ સાથે ખવડાવવું, ઉપર દૂધ ને ભાત ખાવાં; છતાં મોઢું આવે તો પાનની બીડીઓ ખાવી. દિન ૧૪ સૂધી ખાવું.

### ૧૬૬ પોલાદ મારવાની રીત

ઉપાય ૧ લો—પીપલાના પાનાંના રસમાં, પોલાદને દેવતામાં સાત વખતે તપાવીને ઝબકોળી કાઢવું.

### ૧૬૭ પથરીનું ઓસડ

ઉપાય ૧ લો—નરમાવણનાં‖ પાંદડાંનો રસ ટાંક ૫ માં જીરુ ટાંક ૧ મેળવીને પીવાથી મટે.

---

* ગંધાતો છોડ થાય છે. † ચુલા ઉપરના ભાગમાં બાઝે છે તે. ‡ જીભની નીચે જીભ થાય છે. § નાકનો રોગ છે. ¶ એક જાતનો છોડ થાય છે. ‖ એક જાતનું ઝાડ થાય છે.

**ઉપાય ૨ જો**—કબૂતરની હગાર ટાંક ૧, નાળીએરના પાણીમાં ઘોળીને દિન સાત કે દશ સૂધી પાય તો પથરી મટે.

**ઉપાય ૩ જો**—પાખાંડ ભેદ તથા ગળોનું સત્વ, સમ ભાગે એકઠું કરીને પડીકું એક વાલ ૯ નું મ્હોટા મર્દને આપવું. ન્હાના છોકરાને એથી અર્ધું આપવું. આથી બધી જાતની પથરી પેસાબ વાટે ગળીને નીકળી જાય.

**ઉપાય ૪ થો**—બંગ વાલ ૧। (મારેલી કલાઇનો વંગ), પાખાણભેદ વાલ ૪, ગળોનું કાઢેલું સત્વ વાલ ૪, એ ત્રણે મળી વાલ ૯।, ને ખાંડ વાલ ૧૮।। માં પડીકું એક આપવું. એક જ પડીકે વધારે પેસાબ થઈ તેમાં કાંકરી–રેતી–જેવી પથરી–નીકળી જશે.

**સૂચના**—આ દવાથી શરુ થયેલો પેસાબ બંધ ન થાય તો ત્હેની ઉપર નીચેની દવા આપવી

ટંકણખાર વાલ ૧।। તેટલુંજ કેળુ પાકેલું. પ્રથમ કેળાના કડકામાં ચાપુવતી ટંકણખાર ઘાલી ભરસાડમાં ઘાલીને પછી ખાધાથી પેસાબ બંધ થાય છે.

**ઉપાય ૫ મો**—બંગ વાલ ૧ ને મધ માસા ૨ સાથે મેળવીને દિન ૧૦ સૂધી ચટાડવાથી પથરી જાય.

**ઉપાય ૬ ઠ્ઠો**—કાંટા શરીયાને (પંચાંગ) સાથે સૂકવવો. પછી ત્હેને ખાંડી ભૂકો કરીને સરખા વજનની પડીકી સાત કરવી, ને રોજ એક પાણી સાથે આપવી.

**ઉપાય ૭ મો**—ભોંય પથરાયેલી ગલજીભીનાં પાનાં પૈસા ૨ ભાર, ઘી અને જીરાનો નાસ દેવો ને પછી પાંદડાંને કાપી તેની ભાજી ઘીમાં તળીને દિન ૨૧ સૂધી ખાવી. એટલે પથરી નીકળી જશે.

**ઉપાય ૮ મો**—સાકર, જવખાર, એ બંનેને સમ ભાગે લેઈ વાટીને ગાયની છાસ સાથે પાય તો પથરી તથા ઉનવા જાય.

## ૧૬૮ પંડ રોગની દવા

**ઉપાય ૧ લો**—લોઢાના કાટને ગાયના મૂતરમાં ભીંજવીને ૨૧ વાર અગ્નિ આપવો. પછી તેને પ્રથમ અર્ડુસાનો ૧ પટ દેવો, કુંવારના લાબરાનો

પટ ૧ દેવો, ભાંગરા તથા ત્રિફળાનો ૧ પટ દેવો. પછી તેને ખાંડીને તેમાં નીચેની વસ્તુઓ મેળવવીઃ–

ઉજળુ-ધોળુ-મીંઢળ ટાંક ૫, ત્રિફલાં ટાંક ૧, પીપર ટાંક ૫, મરી ટાંક ૫, *ચતુરજાત ટાંક ૨૦, મોથ ટાંક ૫, દેવદાર ટાંક ૫, વાવડંગ ટાંક ૫, ચિત્રો ટાંક ૫, દારુ હળદર ટાંક ૫, કરીઆતુ ટાંક ૫, લવંગ ટાંક ૫, જીરું ટાંક ૫, અજમો ટાંક ૫, અક્કલગરો ટાંક ૫, ચીનકબાલા ટાંક ૫, એ સર્વ એકઠું કરીને કુટીને પાણીમાં ગોળી ટાંક ૩ ની કરી સવાર સાંજ એકેકી ગોળી ખાધાથી પંડ રોગ મટે છે.

## ૧૬૯ સ્ત્રીને પ્રસવ ન થતો હોય

ઉપાય ૧ લો—અરડુસાના મૂળીયાંને ઘસીને તેનો સ્ત્રીની ઇંદ્રિય ઉપર લેપ કરવાથી સુખે પ્રસવ થાય.

ઉપાય ૨ જો—કદમના ઝાડનાં પાંદડાં બાફીને સ્ત્રીના પેઢાઉપર બાંધવાથી પ્રસવ થશે.

## ૧૭૦ પેટની ગાંઠ ઉપર દવા

ઉપાય ૧ લો—સાજીખાર ટાંક ૫, હળદર ટાંક ૫, ફટકટી ટાંક ૫, મરી ટાંક ૫, નસોતર ટાંક ૫, એ બધું વાટી કુંવારના રસમાં કાલવીને પીએ તો ગાંઠ તથા પેટના બધા રોગ જાય.

## ૧૭૧ (ગુંમડું) પકવવાનો મલમ

ઉપાય ૧ લો—સીંદુર શેર ૦।, તેલ શેર ૦॥, ખડીયો ખાર પૈ ૧ ભાર, સુરોખાર ટાંક ૧, સોમલ પૈસા ૦॥ ભાર, ટંકણખાર ટાંક ૧, એને ઉકાળીને ઉભરો મટે ત્યારે ઉતારી લેઈ તે મલમ, ગુંમડા ઉપર ચોપડવો.

## ૧૭૨ પ્રમેહ-પરમીયા-ની દવા (વાએ પેટ દુખતું હોય)

ઉપાય ૧ લો—એળીયો ટાંક ૯, કાચકાની મીજ ટાંક ૪, એ બંનેને ભાંગરાના રસના પટ સાત દેવા, ને પછી ચણીબોર જેવડી ગોળીઓ વાળી દર રોજ એકેક ગોળી ઘીમાં બોળીને ગળે ઉતારી જવી, ચાવવી નહિ.

---

* તજ, તમાલપત્ર, એલચી, ને નાગકેસરને વૈદકમાં ચતુર જાત કહે છે.

**ઉપાય ૨ જો**—આમળાં ટાંક ૪ ને પાણીમાં પાલળવાં, પછી વાટીને તેને મધ ટાંક ૩ સાથે ખાવાથી મટે.

## (પ્રમેહમાં પેસાબે લાહ—બળતરા—બળતી હોય)

**ઉપાય ૩ જો**—પાખાણુ ભેદ ટાંક ૩, તજ સેલાંની ટાંક ૧, સૂરોખાર ટાંક ૧, એ ત્રણે એકઠું કરીને ખાંડવું. પછી તેમાં ખાંડ ટાંક ૯, નાખીને દિન ૧ પ્રતે ટાંક ૩ પ્રમાણે પાણી સાથે ફાકવું.

**ઉપાય ૪ થો**—મુશલી કંદ ટાંક ૯, કૌંચા ટાંક ૯, આરીગણુ ટાંક, ૯, એખરાનાં બીજ ટાંક ૯, સાકર ટાંક ૯, ગાયનું મૂત્ર ટાંક ૫, દૂધ શેર ૦।, ગોખરૂ ટાંક ૯, બળબીજ ટાંક ૯, એ બધાનાં સાત સરખાં પડીકાં કરી દૂધ સાથે દિન ૭ કે ૧૦ સુધી ખાવું.

**ઉપાય ૫ મો**—દારુ હળદર ટાંક ૯, આંમળાં ટાંક ૯, ખાંડ ટાંક ૯ એને ખાંડી દૂધ શેર ૦। સાથે દિન ૧૪ સુધી ખાવું.

**ઉપાય ૬ ઠ્ઠો**—પીપર, એલચી, સુંઠ, હરડેદલ, મરી, ખાંડ એ બધાંને સમભાગે કરી ટાંક ૪ ની ફાકી દિન ૭ કે ૧૦ સુધી મારવી.

**ઉપાય ૭ મો**—(બંગ) વંગ વાલ ૧ મધ સાથે આપવો.

## પ્રમેહ સાથે ધાત જતી હોય

**ઉપાય ૮ મો**—અક્કલગરો ટાંક ૫, તજ શેલાણી ટાંક ૧, જાવંત્રી ટાંક ૧, વંગ કલાઇનો ટાંક ૧, એ ચારે વાનાંને ખાંડી કપડછાંણુ કરી ગોળ ટાંક ૪ માં મરીના દાણા જેવડી ગોળીઓ કરીને રોજ એકેક આપ્યાથી આરામ થાય.

પણ–તે ખાતા સુધી દારુ, તાડી, ને ખાટું ખારું ખવાય નહિ.

## પ્રમેહ

**ઉપાય ૯ મો**—રાન*માલીની જડ સાકર સાથે પીવી.

**ઉપાય ૧૦ મો**—આમળાના છાલની દૂધ સાથે કીટી કરવી. ને તેના પ્રમાણુમાં સાકર નાખીને ખવડાવ્યાથી આઠ જાતતા પ્રમેહ મટે છે.

**ઉપાય ૧૧ મો**—એલચી, જેઠીમધ, ખસખસ, પાખાણુભેદ, શીલાજીત, એ બધું સમભાગે એટલે એક એક રૂપિયા ભાર લેવું. પછી સાકર ૯ પૈસા

* એક જાતનો છોડ થાય છે.

ભાર, તપખીર ૧ પૈસા ભાર, કમલ કાકડી ૧ પૈસા ભાર, એ સવને એકઠાં ખાંડી કપડ છાણુ કરી મધના પાણી સાથે રોજ થોડી થોડી ફાકી મારવી. (પા પૈસા ભાર જેટલી)

## આગીઓ પ્રમેહ

ઉપાય ૧૨ મો—ઝીંઝોટાનાં પાંદડાં ટાંક ૭, ને, દહીં શેર ૦। સાથે વાટીને દિન સાત સૂધી ખાવાં.

## (છાસીઓ પ્રમેહ)

ઉપાય ૧૩ મો—મુશલી કંદ શેર ૦।, આસન ટાંક ૬, જાયફળ ટાંક ૩, હીંગળો ટાંક ૨, સાકર શેર ૦। એ બધાંને વાટીને ઘી સાથે રોજ પા રૂપિયા ભાર ચાટવું.

## પ્રમેહ પાક

## (ઝાડો, પેસાબ ખુલાસેથી થાય તેવો)

ઉપાય ૧૪ મો—રેવંચીની ખટાઈ ગોલવાની પૈ ૩ ભાર, કાગદી એલચી પૈ ૩ ભાર, પાખાણુ ભેદ પૈ ૩ ભાર, ચીનીકબાલા પૈ ૩ ભાર, ધોળો કાથો પ ૩ ભાર, સુરોખાર કલમી પૈ ૩ ભાર, જીરૂ પૈ ૩ ભાર, સોનામુખીનાં પાતરા પૈ ૬ ભાર, મૂળાનાં બીજ પૈ ૩ ભાર, કેશુડીનાં ફૂલ પૈ ૧૨ ભાર, હળદરનાં ગાંઠીયા પૈ ૩ ભાર, સાકર શેર ૧ ને આઠ પૈ ભાર, એની ચાસણી કરી ઉપરની રકમો નાંખીને પાક કરવો, ને તે સાંજ સવાર તોલા ૧॥ પ્રમાણે ખાવો.

## (પ્રમેહ પેસાબ વાટે મટે)

ઉપાય ૧૫ મો—રેવંચીની ખટાઈ ગોળવાની પૈ ૧૦ ભાર, બાવળના લાકડાની રાખ પૈ ૧૨ ભાર, ગોળ જૂનો પૈ ૧૨ ભાર. એ સૌ ખાંડીને ગોળ સાથે ગોળીઓ પૈ ૧ ભારની કરવી ને ઠંડા પાણી શેર ૦॥ સાથે ગળી જવી તેથી પેસાબને રસ્તે પરમીયાનાં છીછરાં નીકળી જશે. દિન ૧૪ સૂધી ખાવાની છે.

## (પ્રમેહ માટે જુલાબ)

ઉપાય ૧૬ મો—સોનામુખીનાં પાતરાં પૈ ૧૬ ભાર, લવંગ પૈ ૨॥ ભાર, એલચી દાણા પૈ ૨ ભાર, એલચી દાણા તલબદા પૈ ૨॥ ભાર, વાળોછડ પૈ ૨॥ ભાર, અગર પૈ ૬ ભાર, કપૂરકાચલી પૈ ૨॥ ભાર, સાકર પૈ ૩૨

ભાર, મધ શેર ૧॥ ને ૪ પૈ ભાર, એનો પાક કરી તોલા ૧॥ સવાર સાંજ ખાય તો પ્રમેહ મટે, તેમ શરીરની ગરમી જઈ ભૂખ બહુ લાગે.

**ઉપાય ૧૭ મો**—સાકર, રાસના અને પિપર સમભાગે લેઈ ફાકી મારવાથી પ્રમેહ જરૂર મટે છે.

### (પિત્ત પ્રમેહ)

**ઉપાય ૧૮ મો**—કેસુડીનાં ફૂલનો રસ, ગાયના દૂધ સાથે સાકર નાંખીને પીવાથી પ્રમેહ મટે છે.

### (પ્રમેહ મટે ને કામ વધે)

**ઉપાય ૧૯ મો**—ધંતુરાનાં બીજ, શુદ્ધ કરેલો વચ્છનાગ, કલાઈ, શુદ્ધ કરેલો પારો, હિંગળોક, આમલસારો ગંધક, એની નાગરવેલના પાનના રસમાં ગોળી કરીને ખાય તો પ્રમેહ મટે ને કામદેવ વધે.

### (બધી જાતના પ્રમેહ ઉપર)

**ઉપાય ૨૦ મો**—ધાવડીનો ગુંદર વાલ ૧૬, દૂધ અને સાકર સાથે ખાધાથી બધી જાતના પ્રમેહ મટે છે.

**ઉપાય ૨૧ મો**—લીંબુના રસમાં તેલ નાંખીને પીધાથી પ્રમેહ જાય છે.

## ૧૭૩ ફોડાની દવા

**ઉપાય ૧ લો**—તુલસીનાં પાતરાં પૈ ૫ ભાર, અને મોરથુથુ પૈ ૦। ભાર, ફૂલાવીને ગોળીઓ નવ કરવી. દહાડામાં સવાર સાંજ એકેક ગોળી ખાવી ને તે ઉપર માખણ ખાવું.

**ઉપાય ૨ જો**—હીંગલોક પૈ ૧ ભાર, આકડાની છાલ પૈ ૧ ભાર, ધાવડીનાં ફૂલ પૈ ૧ ભાર, મોરથુથુ પૈ ૧ ભાર, એ બધાંને વાટીને તેનાં પડીકાં નંગ ૮ કરવાં, ને બાવળીઆની છાલના પાણીમાં પડીકુ ૧ નાંખી કોગળા કરવાથી દાંત મજબૂત થાય, તેમ ફોડા સૂકાઈ જાય.

### ફોડાની ધૂણી

**ઉપાય ૩ જો**—લોહ ચૂર ટાંક ૪, હીંગળો ટાંક ૧ એને લીમડાનાં પાતરાંમાં એકઠું કરીને ઊકામાં ભરીને ઊકા પીવો. ઉપર દૂધ ભાત વિના બીજું કાંઈ ખાવું નહિ.

## ૧૭૪ પારો શુદ્ધ કરવાની રીત

**ઉપાય ૧ લો**—થોરીઆનાં પાનાં શેર એક, ખલમાં નાંખીને તેમાં પારો નાંખવો, ને પછી એક પહોર એટલે ત્રણ કલાક સૂધી ત્હેનું મર્દન કરવું. પછી તેમાં જૂની ઈંટનો ભુકાલો નાંખીને મર્દન કરવું. એટલે પારો શુદ્ધ થશે, એટલે પછી તેને દવાના કામમાં વાપરવા હરકત નથી.

## ૧૭૫ બરોળની દવા

**ઉપાય ૧ લો**—છીપાણી ચૂનો દૂધમાં આપવો.

**ઉપાય ૨ જો**—ટંકણખાર ટાંક ૫, હીંગ ટાંક ૨, સુંઠ ટાંક ૧૦, જૂનો ગોળ ટાંક ૧૨, પ્રથમની ત્રણ વસ્તુઓને વાટીને ગોળ સાથે ૧૪ ગોળીઓ સરખા માપની વાળવી ને રોજ એકેકી ખાવી.

ખોરાક—દૂધ ભાત સિવાય બીજો ખાવો નહિ. તેમ ખારું ખાટું પણ ખાવું નહિ.

## ૧૭૬ બંધ કુષ્ટનો ઉપાય

**ઉપાય ૧ લો**—ગરમાળો ટાંક ૫, દ્રાક્ષ ધોળી ટાંક ૫, એળીઓ સીકોતરીઓ ટાંક ૫, એ બધાંને બીજોરાના રસમાં દિન બે સૂધી ખળ કરવો ને સરખા વજનની ગોળીઓ ૧૨ વાળીને રોજ એકેક ખાવી.

**ઉપાય ૨ જો**—વરધારો ટાંક ૩, કળીચાંનું મૂળ ટાંક ૩, જંગલી કડા ફલ ટાંક ૩, એકલ ટાંક ૩, બુકની ટાંક ૦॥, અફીણ મીસરી ટાંક ૦॥ એ સર્વને ખાંડી કપડ છાણ કરવું. પછી નાગરવેલના પાનના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ કરીને રોજ એકેક ખાવી.

**ઉપાય ૩ જો**—કોપરાં શેર ૧, શીંગોડાં શેર ૧, મુશલીકંદ શેર ૦।, ખાખરાનો ગુંદર શેર ૧, કેવડાની જડ શેર ૦॥, ગોળ ટાંક ૧૦, એની ગાયના ઘીમાં ચણીબોર જેવડી ગોળીઓ વાળીને રોજ સવારમાં એકેક ખાવી.

## ૧૭૭ બાળક ઉંઘમાં મૂતરતું હોય તેની દવા

આકડાનાં મૂળ શેર ૦। ને છાંએ સૂકવવાં. પછી તે, અને કાળા તલ શેર ૦। એકઠાં કરીને ખાંડવાં. પછી તેની ગોળી ગોળમાં ટાંક ૨ ભારની કરી સવારમાં એકેક ખવડાવ્યાથી આ રોગ મટે છે.

## ૧૭૮ બાળકની શશની તથા વાવડો મટે

નાગરવેલનાં પાન સાત વાટીને તેના રસમાં, જવખાર વાલ ૧, આદાનો રસ ટાંક ૦ાા, લવંગ ટાંક ૨ એ ત્રણેને વાટીને નાખવાં ને પાવું. એ પ્રમાણે દિન ત્રણ સુધી પાયાથી શશની તથા વાવડી મટે છે.

## ૧૭૯ બગલ ગંધાતી હોય તેની દવા

બોદારશીંગને પાણીમાં ઘસીને ચોપડવાથી બગલ ગંધાતી બંધ થાય છે.

## ૧૮૦ બહેરાપણું મટે

તેલ જૈતુનનું ટાંક ૫, વજકાવળી ટાંક ૧, જૈતુન તેલમાં વજકાવળી નાંખીને ઉકાળીને કકડાવવી. પછી નીચે ઉતારી તેલ ટાઢું પડ્યા પછી કપડાવતી ગાળીને તે તેલનાં ટીપાં કાનમાં મૂકવાથી બહેરાપણું જાય છે.

## ૧૮૧ ભૂખ લાગે ને ખાધેલું પાચન થાય તેવું ચૂર્ણ

**ઉપાય ૧ લો**—ત્રિફળા-ટાંક ૧૫, સુંઠ ટાંક ૫, મરી ટાંક ૫, પીપર ટાંક ૫, પીપલીમૂળના ગંઠોડા ટાંક ૫, કાળું જીરુ ટાંક ૫, તજ ટાંક ૫, નાગકેસર ટાંક ૫, એલચી ટાંક ૫, વાવડંગ ટાંક ૫, અમલવેતસ* ટાંક ૯, હીંગ ટાંક ૨, અજમો ટાંક ૩, સુવા ટાંક ૫, લવંગ ટાં ૨, એ સર્વનો ભૂકો કરીને એકઠું કરી બીજોરાના રસનો પટ દેવો ને રોજ સવારમાં ટાંક ૧ાા, પાણી સાથે ખાધાથી ભૂખ લાગે છે તેમ પાચન થાય છે.

ભૂખ લાગે તેમ અજીર્ણ મટે.

**ઉપાય ૨ જો**—ઝીણી પીપર ટાંક ૩, સુંઠ ટાંક ૩, મરી ટાંક ૩, અજમો ટાંક ૩, કાળું જીરૂ ટાંક ૩, સિંધવ ટાંક ૪, ટીગાટાં ટાંક ૧ એ બધું ખાંડીને ચૂરણ કરવું ને પછી રોજ ટાંક ૧ાા ઘી ટાંક ૨ સુધીમાં સવારમાં ખાવું.

## ભૂખ લાગે, તેમ કફ રોગ, કાસ શ્વાસ, સોજો, અને વાયુ મટે તેવી દવાની ગોળી

**ઉપાય ૩ જો**—શુદ્ધ પારો, સિંધવ, શુદ્ધ વચ્છનાગ, સિગ્રુ, ત્રિકટુ,† અને ચિત્રો, એ સર્વેને સમ ભાગે લેઈ સર્ગવાના રસમાં દિન ૧૦ સુધી વાટવાં.

---

* એક જાતનું ખાટું લીંબુ થાય છે. † સુંઠ, મરી ને પીપર.

ફરી આદાના રસમાં દિન ૧૦ સુધી ખળ કરવો. પછી મરીના દાણા જેવડી ગોળીઓ વાળીને રોજ એકેકી ખાવી.

ખોરાક–દૂધ ને ભાત સિવાય બીજું ખાવું નહિ.

## ૧૮૨ ભેંસ દૂધ દોહવા ન દેતી હોય તેનો ધૂપ

ઉપાય ૧ લો—સાપની કાંચળી, ગંધક, અને ગુગલ એ ત્રણે વાનાંની ગોળી કરીને તેના અર્ધો કડકો દેવતા ઉપર નાંખી તેનો ભેંસ આગળ ધૂપ કરવો તેથી દોહોવા દેશે.

## ૧૮૩ ભગંદર તથા પાઠા ઉપર અંગુર લાવવાનો મલમ

ઉપાય ૧ લો—રસ કપુર પૈ ૪ ભાર, મીણુ પૈ ૪ ભાર, ગાયનું ઘી પૈ ૮ ભાર. પ્રથમ ઘી અને મીણુ ઉનું કરી ટાઢું પડ્યા પછી રસકપુર નાંખીને ઘુંટવું એટલે મલમ થશે. એટલે તે ભગંદર તથા પાઠા ઉપર ચોપડવો.

## ૧૮૪ ભગંદર, હાડ ગંભીર વા, ખરજવું અને વિસ્ફોટકની દવા

ઉપાય ૧ લો—બકરાની નળીની રાખોડી, ચાંદા ઉપર દાબવાથી ઉપર બતાવેલા બધા રોગ મટે છે.

## ૧૮૫ ભીલામાં ફુટી નીકળ્યાં હોય ત્હેનો ઉપાય

ઉપાય ૧ લો—માંખણુ, અને વાટેલા તલ, એને દુધમાં નાખીને ચાંદાં ઉપર લેપ કરવો, અથવા ખાંડ અને ઘીનો લેપ કરવો.

## ૧૮૬ બળદ તથા બકરીના મોવાસોની દવા

ઉપાય ૧ લો—કીડીઓના દરની તથા ઉધેઇનાં દરની માટી વાટીને સાત વખત છાંટવાથી મટે.

## ૧૮૭ મૂર્છા વિકારની દવા

ઉપાય ૧ લો—લીંમડાની છાલ, સુંઠ, વેસણુ અને લવંગ, સમ ભાગે લેઈ એકઠું કરી પાણીમાં ઉકાળીને પીધાથી મૂર્છા વિકારનું વિષ ઉતરે છે.

ઉપાય ૨ જો—સુરોખાર ટાંક ૧, મરી ટાંક ૦।।, સેંચલી ટાંક ૧, એને વાટી લીંબુના રસ ટાંક ૯માં નાંખીને પાવું.

**ઉપાય ૩ જો—(હાથ પગ ટાઢા પડી ગયા હોય, અથવા બહાર જવાનું તેમ ઉલટીઓ થતી હોય તે પરનું ઓસડ.)**

કવચાં ટાંક ૩, ચિત્રો ટાંક ૩, સુંઠ ટાંક ૩, પીપર, ટાંક ૩, પીપલીમૂળ ટાંક ૩, ચાહ ટાંક ૩, મસ્તકી ટાંક ૨, તજ ટાંક ૨, લવંગ ટાંક ૧, નાગરવેલના પાન બે સાથે વાટીને પીવાથી સારું થાય.

## ૧૮૮ પેટનો મેલ (મળ) છૂટવાની દવા

**ઉપાય ૧ લો**—કડુ ટાંક ૪, મેથી ટાંક ૪, પીપળીમૂળ ટાંક ૪, મ્હોટી હરડેદલ ટાંક ૪, ગરમાળો ટાંક ૪, નાગરવેલના પાન ત્રણ, પાણી શેર ૩માં બધું વાટીને નાંખવું ને પાશેર પાણી રહે ત્યારે પાવાથી મળવિકાર જાય છે.

## ૧૮૯ મબારખીની દવા

**ઉપાય ૧ લો**—ત્રાયમાન ટાંક ૨, મરી ટાંક ૨, પીપર ટાંક ૨, કરીઆતાની પાંદડી ટાંક ૨, એ સર્વે એકઠું કરી વાટવું. પછી ગોળ સાથે ગોળી ટાંક ૨ ના માપની ૨૨ ગોળી કરવી ને તે પાંચ દહાડામાં પૂરી ખાવાથી મટે છે.

**ઉપાય ૨ જો**—હીંગોળાનો ભુકો પાણી સાથે ફાકવો.

## ૧૯૦ મુખ પાકયું હોય

**ઉપાય ૧ લો**—હળદર ટાંક ૦॥, જેઠીમધ ટાંક ૦॥, દારુ હળદર ટાંક ૦॥ અને સાલના (ડાંગરેના) ચોખા ટાંક બે વાટીને બકરીના દૂધ સાથે આપવા અથવા વાલો, ખેરનાં મૂળ, મેથી, સેવણનાં ફૂલ, એ સર્વને સમ ભાગે લેઈ વાટીને મોંઢામાં લેપ કરવો. અથવા ધોળી જાઈનાં પાંદડાં ટાંક ૩ તથા કાંટાસરીઓ ટાંક ૩, જીરુ ટાંક ૩, (સમ ભાગે લેઈ) એની ગોળી કરીને મોંમાં રાખવી.

## મોં ગંધાતુ મટે

**ઉપાય ૨ જો**—બીજોરાની છાલ મોંમાં રાખવી અથવા તેનું ફૂલ મોંમાં રાખવું.

## બાળકનું મોં પાકયું હોય

**ઉપાય ૩ જો**—ફટકડી ટાંક ૫, ને પાણી શેર ૫ માં ઉકાળવું ને બળતાં બળતાં પાણી શેર ૧॥ રહે ત્યારે ઉતારીને બાળકના મોંઢામાં દિન ૭ કે ૧૪ સૂધી ચોપડવું.

**ઉપાય ૪ થો**—વાંસ લોચન ટાંક ૧ાા, તથા ગુલાબનાં ફૂલ ટાંક ૫, બંનેને ભૂકો કરીને મોંમાં રાખવાં, અથવા ઉંધતું જીરું મોંમાં રાખવું.

### ૧૯૧ માથું દુખતું હોય

**ઉપાય ૧ લો**—ખેરનાં મૂળ, અને પીપર, પાણીમાં ઘસીને માથે ચોપડવું.

### ૧૯૨ મોંઢામાંથી લાળ પડતી હોય

**ઉપાય ૧ લો**—લાખ, અર્થાત્ પીપળાની લાખ તથા ભોંયરીંગણીનાં પાનાં બે, રોજ ખાવાં.

### ૧૯૩ મરગી ( ફેફરૂ )

**ઉપાય ૧ લો**—તરગટૂ ટાંક ૩, તપખીર ટાંક ૧ાા નવી, આકડા નીચે કીડો મરી રહે છે તેનું ખોખું ટાંક ૧, દેવતા પર મૂકાવીને તેનો નાસ લેવાથી ફેફરૂ મરઘી મટે.

**ઉપાય ૨ જો**—સૂકા માછલામાં સરસીયું (સરસવનું) તેલ નાંખી ચોળવાં, પછી લીંબુનો રસ શેર ૪, મરી ટાંક ૧, તેલમાં નાખીને ઉકાળવું ને ટાઢું પડ્યા પછી તેનાં ટીપાં ૩ કે ચાર, દર્દીના નાકમાં પાડવાં ફેફરુ ને વાઈ તેમજ મરગી આવેલી હોય તે વખતે નાંખવાં જોઇએ.

### ૧૯૪ મૂત્ર કચ્છ ઉપરની ગોળી

**ઉપાય ૧ લો**—તજ શેલાણી ટાંક ૫, પીપર ટાંક ૫, એલચી ટાંક ૫, પાખાણ ભેદ ટાંક ૫, એ પ્રમાણે વસ્તુઓ કુલ્લે ૨૦ ટાંકને કૂટીને ભૂકો કરવો. પછી ત્રાંબાના વાડકામાં ગોળ ટાંક ૨૫, ઉનો કરવો. એક રસ થયા પછે ત્હેમાં એ ભુકો ટાંક ૨૦, નાંખીને કાલવવું ને તરત ઉતારી લેવું. તેની સરખા વજનની ગોળીઓ ૧૪ કરી, ચોખાના ધોવણ સાથે રોજ એકેક ગળવી.

**ઉપાય ૨ જો**—એલચી ટાંક ૫, પુષ્કર (દીવેલો–એરંડો)–મૂળ ટાંક ૫, પાખાણ ભેદ ટાંક ૫, અક્કલકરો ટાંક ૫, પીપર ટાંક ૫, ખસખસ ટાંક ૫, એને ખાંડી અરડુસાના રસમાં સરખા વજનની ગોળીઓ વાળવી હોય તો તેમાં નસોતના પાતરાં ટાંક ૧ાા નાંખવાં, તેમ મધ ટાંક ૫ નાંખી ગોળીઓ વાળવી.

**ઉપાય ૩ જો**—દૂધમાં ટંકણ ઘસીને ઇંદ્રિયપર લેપ કરવો.

**ઉપાય ૪ થો**—ત્રિફળા, કાકડીનાં બીજ, અને સિંધવ એને સમ ભાગે લઈ ચૂર્ણ કરી ઉના પાણી સાથે પાવું.

## ૧૯૫ મોંઢાપર ખીલ ને મસા થયા હોય

**ઉપાય ૧ લો**—ભેંસના કાનનો મેલ, લીંબુના રસમાં નાંખીને ગરમ કરી દિન ૩ ચાર સૂધી ખીલપર ચોપડવું.

**ઉપાય ૨ જો**—રવિવારને દહાડે પ્રભાતમાં જઇને અખેરીયાના કંદ કાઢી લાવી ઘસીને મોં ઉપર ચોપડવું.

**ઉપાય ૩ જો**—વાળો, સુંઠ અને રાઈ, સમ ભાગે લેઇને ત્હેનો ક્વાથ-ઉકાળો આપવો અથવા ત્રિફળાના ઉકાળાના કોગળા કરાવવા.

## મૂત્ર-પેસાબ બંધ થઈ ગયો હોય

**ઉપાય ૧ લો**—હાથ પગના અંગુઠા બાંધવા. પછી સાપની કાંચલી ટાંક ૦। વાટીને પાય તો મુત્ર છૂટે-પેસાબ થાય.

## ૧૯૬ માતાજી-દેવી-શક્તિ-માટે ધૂપ

**ઉપાય ૧ લો**—ચંદન, અગર, કપૂર, કપૂરકાચલી, કેસર, ગોરોચંદન, જટામાંસી અને રક્તચંદન સરખે ભાગી લેઇને ભૂકો કરવો.

## ૧૯૭ મલ્લ બનાવવાની રીત

**ઉપાય ૧ લો**—મલ્લ પૈસા ૨ ભાર, ઠીકરીમાં મૂકવો. પછી મોરસ મોટાનો રસ શેર ૫ ના મલને ટુવા દેવા. પછી મોરસ શેર ૧ લાવીને તેનો લુગદો કરીને, પેલો મલ્લ લુગદામાં મેહેલી ને સરાવસે પુષ્ટ કરવો. પછી અડાયા છાણામાં પકવવો.

**ઉપાય ૨ જો**—દાડમીયો સોમલ પૈસા ૨ ભાર, તેને કડવી ગલજીભી, અથવા કડવી ગલકીના રસમાં મરદવું, પછી ઘઉંની કણેક શેર ૧ નો ગોળો, કરી તેમાં સોમલ ઘાલવો. પછી ગોળો વાળીને ડાંગરના કુસકાં શેર ૫ માં મૂકીને દેવતાની આંચમાં ઘડી ૧૬ સૂધી રહેવા દેવું. પછી સોમલ કાઢી લેવો

કલાઇના પાણીમાં મૂકવાથી તે શોસી લે છે, તેમ ત્રાંબામાં નાંખવાથી ત્રાંબુ ધોળું થાય છે.

**ઉપાય ૩ જો**—સંખીઆ સોમલના સોપારી જેવડા કડકા કરવા. પછી તે બધા કડકા વળવળતા સુરણની* ગાંઠ શેર ૫ ની લાવીને તેની અંદર કોરીને ઘાલવા, ને ઉપર ગાબડી મારીને પૂરી દેવા. ગાબડી મારતા પહેલાં આકડાનું દૂધ શેર ૦ા સોમલના કડકા ભેગુ નાંખવું. પછી સુરણની ગાંઠ ઉપર ત્રણ કપડ માટી કરવી, ને ગજપુટ ૪ પહોર કરવું. પછી-ત્રાંબાનો ભૂકો ગદીઆણો ૧ ઘાલીને તેમાં નેપાળાનો ભૂકો વાલ ૪ નાંખીએ તો ત્રાંબુ શુદ્ધ થાય. પછી સોમલ વાલ ૪ નાંખેથી તેનું રૂપું થાય.

## ૧૯૮ મરડાની દવા

**ઉપાય ૧ લો**—રાલ તોલો ૦ા, અફીણ તોલો ૦ા, એલીઆ તોલો ૦ા, સાકર તોલો ૧, ભાંગ તોલો ૦ા, મરી તોલો ૦ા, એ સર્વને ખાંડી લીંબુના રસમાં વટાણા જેવડી ગોળીઓ વાળવી ને એક ગોળી પાણી સાથે ગળી જવી.

## ૧૯૯ (ગુમડા ઉપરનો) મલમ કરવાની રીત

**ઉપાય ૧ લો**—ખાપરીયું પૈસા ૧ ભાર, મોરથુથુ ૧ પૈસા ભાર, કાથો ૧ પૈસા ભાર, હીરાદખણ ૧ પૈસા ભાર, કલાઈ સફેતો ૦ા પૈસા ભાર, બેરજો પૈસા ૫ ભાર, બદામની મીંજ પૈસા ૧ ભાર, એળીયો પૈસા ૦। ભાર, કોપરેલ શેર ૦ા ને મીણ ૪ રૂપીઆ ભાર.

પ્રથમની જણસોને વાટી ભૂકો કરવો, ને કોપરેલ તથા મીણ ઉનું કરી તેમાં નાંખીને હલાવવું. ટાઢો પાડીને ઘુંટવાથી મલમ થશે. તે ગુમડાંપર ચોપડવાથી ગુમડાં મટે છે.

## ૨૦૦ મલમ સફેતાનો

**ઉપાય ૧ લો**—કલાઈ સફેતો તોલા ૫, કપૂર તોલો ૧ા, મીણબત્તીનું તોલા ૪ા, ઘી તોલા ૧૦, ઘી તથા મીણ ઉનુ કરી તેમાં કલાઈ સફેતો અને કપૂર નાખવું ને ઘુંટવું એટલે મલમ થશે.

---

* જંગલમા થાય છ ત સૂરણ.

## ૨૦૧ ચાંઢાં તથા શરીરે વા આવ્યો હોય તેનો મલમ

**ઉપાય ૧ લો**—ત્રિફળા પૈ ૩ ભાર, ધોળો કાથો પૈ ૧ ભાર, ચીકણી સોપારી પૈ ૧ ભાર, મોરથુથુ પૈ ૧ ભાર, બોદારશીંગ પૈ ૧ ભાર, ફરીને મોરથુથુ એક પૈ ભાર.

પ્રથમ મોરથુથુ પૈ ૧ ભાર ઘીમાં નાંખીને ઉકાળવું. પછી તેમાં ઉપરની મોરથુથાવાળી જણસો ખાંડીને નાંખવી. ઘીને ઉકળતા પહેલાં સાત વાર ધોવું જોઇયે.

## ૨૦૨ ઇંદ્રિય ઉપર ટાંકી તથા ચાંઢી પડી હોય તેપર ચોપડવાનો મલમ

**ઉપાય ૧ લો**—આમલસારો ગંધક ટાંક ૨॥, ઉટીઓ ગંધક ટાંક ૨, ઘોડા ગંધક ટાંક ૨, વાવડંગ ટાંક ૨, બોદારશીંગ ટાંક ૨, મનસલ ટાંક ૨, હરતાલ ટાંક ૨, કંપીલો ટાંક ૨, સીંદુર ટાંક ૨, સોરઠી એરંડી ટાંક ૨, ફુલાવેલું મોરથુથુ ટાંક ૨, સોનાગેરુ ટાંક ૨, એ સર્વ ઓસડને વાટી કપડછાણ કરવું. પછી મીણ ટાંક ૪, તથા ઘી ટાંક ૯ એ બેને કકડાવીને તેમાં ઉપરનાં ઓસડ નાંખી ખલ કરવો, એટલે મલમ થશે તે ચોપડવો.

**ઉપાય ૨ જો**—ચીકણી સોપારી પૈ ૬ ભાર, બોદારશીંગ પૈ ૧ ભાર, સોના ગેરુ પૈ ૦॥, મીણ, બત્તીનું પૈ ૧ ભાર, સર્વે ખાંડી કપડછાણ કરી મીણને ઘી પૈ ૭ ભારમાં નાંખીને ખલ કરવાથી મલમ થશે.

**ઉપાય ૩ જો**—ગુલે અરમાણી તોલો ૦॥, કાથો તોલો ૦॥, ખેરાલ તોલો ૦॥, કંપીલો તોલો ૦॥, હીરાદખ્ખણ તોલો ૦॥, ધાપણ તોલો ૦॥, બોદાર તોલો ૦॥, તપખીર તોલો ૦॥, સીંદુર તોલો ૦॥, રાલ તોલો ૦॥, બરાસ તોલો ૦॥, લીમડાનો રસ શેર ૦।, નગોડનો રસ શેર ૦।, તેલ શેર ૦।. આ સઘળી વસ્તુઓને એકઠી કરી તેનો મલમ કરી ઇન્દ્રિયપર ચોપડવો.

## ૨૦૩ માંસ સફેત થઈ કોહોતું હોય ને તેમાંથી પાણી ઝરતું હોય ને હાડ ગંભીર વા થયો હોય તેનો મલમ

**ઉપાય ૧ લો**—કીદરુ પૈ ૨ ભાર, રુમી મસ્તકી પૈ ૨ ભાર, હીરાદખણ પૈ ૨ ભાર, મોરથુથુ પૈ ૧ ભાર, જંગાલ ૦॥ પૈ ભાર, મીણ, બતીનું પૈ ૪ ભાર,

ઘી પૈ ૧૫ ભાર એ સર્વે એકત્ર વાટીને ખલમાં ખલ કરવો. પછી ઘી તથા મીણ ઉકાળીને તેમાં રેડવું. પાછો ખલ કરવો, એટલે મલમ તૈયાર થશે.

**મલમ, પાકું, હાડ ગંભીર, ટાંકી અને ચાંદા ઉપર ચોપડવાનો**

**ઉપાય ૨ જો**—મોરથુથુ પૈ ૨ ભાર, બોદાર પૈ ૨ ભાર, ગુજ્જર પૈ ૨ ભાર, જંગાલ પૈ ૦॥ ભાર, મસ્તકી પૈ ૩ ભાર, હીરાદખણું પૈ ૧ ભાર.

**એને બનાવવાની વિગત**

એ બધાંને બહુ ઝીણું ખાંડી કપડછાણ કરવું. પછી તેમાં મીણ બત્તીનું પૈ ૪ ભાર તથા ઘી પૈ ૧૫ ભાર ઉનું કરીને ખળમાં રેડી ખૂબ ઘુંટવુ. ટાઢું પડ્યા પછી તેમાં અંગુરી સરકો પૈ ૨ ભાર મેળવીને ફરી બે પહોર સુધી ઘુંટવું એટલે મલમ થશે. તે મલમ દર્દ ઉપર ચોપડવાથી રોગ મટી જશે.

**૨૦૪ મલમ-પાઠા તથા નાસુરનો**

**ઉપાય ૧ લો**—કંપીલો ટાંક ૪, કાથો ધોળો ટાંક ૩, ફુલાવેલો ટંકણ-ખાર ટાંક ૦॥, મીણ પૈ ૧ ભાર, એને ખાંડી ભૂકો કરી ઘી ટાંક ૫ ભારમાં નાંખી ઘુંટવાથી મલમ થશે તે ચોપડવો.

**ઉપાય ૨ જો**—કાળી સોપારી ટાંક ૧, મજીઠ ટાંક ૧, કાથો ટાંક ૧, મીણબત્તીનું ટાંક ૨, કંપીલો ટાંક ૧, ફુલાવેલો ટંકણખાર ટાંક ૦॥, બોદાર ટાંક ૧, રાલ ટાંક ૨, એ બધાંને ખળમાં ખળીને ઘી પૈ ૫ ભારમાં ખળમાં નાંખી ખળીને મલમ કરવો.

**૨૦૫ મલમ વીસ્ફોટક તથા શરીરપર કાળાં ચાંદાં પડ્યાં હોય, તેપર મસળવાનો**

**ઉપાય ૧ લો**—પારો પૈ ૪ ભાર, મોંમાંનું થુંક પૈ ૫ ભાર, મેંદીનાં સુકાં પાનાં પૈ ૨ ભાર, બકરાના મુડદાની ચરબી પૈ ૪ ભાર, મીણબત્તીનું પૈ ૨ ભાર, અને ઘી શેર ૦॥.

**બનાવવાની રીત**

થુંકમાં પારો ખળવોઃ પછી તેમાં મેંદીનાં પાનાંનો ભૂકો નાંખીને ખળવાં. પછી ઘી, મીણ, અને ચરબી એ ત્રણેને ગરમ કરીને ખળમાં રેડવું અને એક

દિવસ સૂધી ખળવું. પછી ત્હેના સોળ ભાગ કરી સવાર સાંજ એકેક ભાગ શરીરપર મસળવું. તેથી દિન ૫, ૭ કે આઠમાં મોંઢું ઝરીને આરામ થશે.

**પરેજ**—આઠ દહાડા સુધી ઘી અને ઘઉં ખાવા. પછી દિવસ ૨૦ સૂધી ફરી દૂધ અને ભાત સિવાય બીજું કશું ખાવું નહિ, તમામ રોગ મટી જઈને કાયા કંચન જેવી થશે.

## ૨૦૬ માથાની ઉંદરી તથા ગોડ ગુમડાનો મલમ

**ઉપાય ૧ લો**—બોરડીનાં પાતરાં પૈ ૪ ભાર, વડનાં પાંતરાં પૈ ૪ ભાર, પીપળાનાં પાંતરાં પૈ ૪ ભાર, બાવળીઆનાં પાંતરાં પૈ ૪ ભાર, વડગુંદાની છાલ પૈ ૪ ભાર, મેદીનાં પાતરાં પૈ ૪ ભાર, મોરથુથુ પૈ ૪ ભાર, માયાં પૈ ૪ ભાર, પડવાસ પૈ ૪ ભાર, ધોળો કાથો પૈ ૪ ભાર, એ બધાંને એકઠું કરીને ઘડામાં ભરવું ને મોંઢાપર કોડીયું મૂકી કપડ માટી કરી દેવી. તે પછી દેવતા ઉપર ઘડો મૂકી બધી જણસોને બાળી નાંખવી, ને પછી કાઢીને પરતવી. પરતતી વખતે તેમાં ઘી નાંખવું જોઇએ. ઘીને ૨૫ વખત પાણીવડે ધોવાની જરૂર છે. આ મલમ રોજ માથા ઉપર દિવસમાં એકવાર મસળવાથી ઉંદરી મટશે તથા ગુમડાં ઉપર ચોપડવાથી તે પણ મટશે.

## ૨૦૭ મલમ-ગારુને ગુમડાં કોહી જઇને તેમાંથી પાણી ઝરતું હોય તે ઉપર ચોપડવાનો

બદ્દાલના જીંડવાનો ઝીણો ભૂકો પૈ ૧।। ભાર, ફુલાવેલું મોરથુથુ પૈ ૧।। ભાર, ટંકણખાર પૈ ૧।। ભાર, મીણ પૈ ૧ ભાર, ઘી પૈ ૮ ભાર, ઉપરની વસ્તુઓને ખાંડી ભૂકો કરી ખળમાં નાંખવી, ને પછી ઘી પૈસા બે ભાર તથા મીણ પૈસા બે ભાર નાંખી ચાર પહોર સૂધી ખળવાથી મલમ થશે તે ચોપડવો.

## ૨૦૮ મલમ-અંગુર લાવવાનો

**ઉપાય ૧ લો**—સોનાગેરુ તોલા ૭, રાલ તોલા ૭, ધાપણુ તોલા ૧।।।, સીંદુર તોલા ૭, ફટકડી તોલા ૭, (ફુલાવેલી,) ફુલાવેલું મોરથુથુ તોલા ૧।।।, તેલ શેર ०।।। માં ઉકાળી થાળીમાં પાણી શેર ०।। રેડી તેમાં નાંખીને ચાર ઘડી સૂધી ફીણવું. એટલે સરસ મલમ થશે.

**ઉપાય ૨ જો**—સોનાગેરુ તોલા ૭ા, રાલ તોલા ૭ા, તેલ શેર ૦ાા, મીણુ તોલા ૪, મીણુ તથા તેલ ઉકાળીને તેમાં ગેરુ તથા રાલ વાટીને નાંખવું ને પછી ઘુંટવાથી મલમ થશે.

## ૨૦૯ મલમ-ખુજલી, ફોલ્લા, અને દરાજ ઉપરનો

પારો શેર ૦ા, ગંધક શેર ૦ા, આમલસારો, તેમાં કાજલની કાજલી ખળીને નાંખવી.

### વસાણુાની વિગત

**ઉપાય ૧ લો**—ગંધક આમલસારો શેર ૦ા, વરગી હડતાલ શેર ૦ા, અંગ્રેજી હડતાલ શેર ૦ા, લાલ હડતાલ શેર ૦ા, મનસલ રાતો શેર ૦ા, મોરથુથુ શેર ૦ા, હીંગલો શેર ૦ા, હીરાકસી શેર ૦ા, કશીસો શેર ૦ા, કંપીલો શેર ૦ા, આંબાહળદર શેર ૦ા, બાવચી શેર ૦ા, રતાંજલી શેર ૦ા, એ પંદર વસાણુાને ખાંડી ઝીણાં કરવાં, ને પછી મોગરેલમાં કાલવીને ચોપડવાં.

## ૨૧૦ મલમ-દાઝેલા ભાગ ઉપર અંગુર લાવવાનો

**ઉપાય ૧ લો**—જાડી જેઠીમધ તોલા ૪, તેલીઓ દેવદાર તોલા ૪, દારુ હળદર તોલા ૪, હળદરના ગાંઠીયા તોલા ૪, લીમડાનાં પાંતરાં લીલાં શેર ૦ા નો રસ, નગોડનો રસ શેર ૦ા, તેલ શેર ૦ાા, પાંતરાંના રસમાં તેલ ઉકાળી તેમાં મીણુ તોલા ૮ ઉકળતી વખત નાખવું. તેમ ઉપરનાં વસાણાં ખાંડી ઝીણાં વાટીને નાખવાં ને ખલ કરવો એટલે મલમ થશે.

તેલમાં કકડાવી કરી ઘોળવું. પછી મીણુ પૈ ૩ ભાર નાંખીને ખલવું. સ્ત્રીની જાતમાં ચાંદી થઈ હોય તો તેમાં માયાનો ભૂકો ભેળીને આપવો. મર્દને બત્તીએ ચોપડવું.

**ઉપાય ૨ જો**—હરડેદલ તોલા ૨, બેડાનું દલ તોલા ૨, આંમળાં તોલા ૨, રુમી મસ્તકી તોલા ૨, બોદાર તોલા ૨, સીંદુર તોલા ૨, કીદરુ તોલા ૨, હીરાદખણુ તોલા ૨, લીમડાનાં પાંતરાં પૈ ૧૫ ભારનો રસ, તેલ શેર ૦ાા ને ૫ રૂ. ભાર. બધી વસ્તુઓને ખાંડી મીણુ પૈ ૬ ભારમાં ઉકાળીને મલમ કરવો.

**ઉપાય ૩ જો**—હરડેનું દળ તોલા ૨, હળદર તોલા ૨, બોદાર તોલા ૨, તેલ શેર ૦।, મીણ પૈ ૩ ભાર.

તેલ ને મીણ કકડાવીને તેમાં ઉપરની જણસો વાટી કપડછાણ કરી નાંખીને ઘુંટવી.

### ૨૧૧ં મલમ—ગાંઠ, ઝખમ, નાસુર અને ધારાં પરનો

**ઉપાય ૧ લો**—રાલ શેર ૦।, ખાપરીયું બસરાઈ તોલો ૧, બોદાર તોલો ૧, ધાપણુ તોલો ૧, સફેતો તોલો ૧, રુમી મસ્તકી તોલા ૪, સીંદુર તોલા ૪, મીણબત્તીનું તોલા ૪, નગોડના પાનાંનો રસ પૈ ૪ ભાર, ઘી શેર ૧॥. ઘી ગરમ કરી તેમાં નગોડના પાનાંનો રસ તથા વસાણું નાંખી ખલ કરવો.

### ૨૧૨ મલમ કફના રસનાં ચાંદાં તથા ગુમડાંની અગ્નિ તથા વા ઉપર

**ઉપાય ૧ લો**—કાયફળ પૈ ૧ ભાર, કાથો પૈ ૧ ભાર, લોદર પૈ ૧ ભાર, રાલ પૈ ૧ ભાર, ઘી પૈ ૮ ભાર.

ઘીમાં રાલ નાંખી કકડાવ્યા પછી નીચે ઉતારી ઉપરનાં વસાણા નાંખીને સાત વાર પાણીમાં ધોવું. તેમ ખળમાં ઘુંટવું.

### ૨૧૩ મંડુરવટિકા માત્રા ને તેના ગુણ

**ઉપાય ૧ લો**—તજ, ત્રિફળા, ત્રિકટુ, ચવ્યક, મોથ, સુંઠ, દેવદારુ, દારુહળદર, વાવડીંગ, સુવર્ણમાક્ષી, પીપળીમૂળ, કરીઆતુ, મંડુર એ બધું સમ ભાગે લેઈ બે ભાગને ગાયના મૂત્રમાં દિન એક ખલ કરવોને ગોળી ચાર માસા પ્રમાણે કરી છાસમાં આપવી.

### ૨૧૪ માથું દુખે તેની દવા

**ઉપાય ૧ લો**—હીંગ, પાણીમાં વાટીને માથે ચોપડવી તથા મરી અને ચોખા વાટીને માથે લેપ કરવો.

### ૨૧૫ મસ્તકી મલમ બનાવવાની ક્રિયા તથા તેના ફાયદા

**ઉપાય ૧ લો**—કલાઈ સફેતો રૂ. ૧ ભાર, ધોળો કાથો રૂ. ૧ ભાર, બોદાર રૂ. ૧ ભાર, શંખજીરુ રૂ. ૧ ભાર, હીરાદખન રૂ. ૧ ભાર, સીંદુર

રૂ. ૧ ભાર, આરતી કપૂર રૂ. ૦॥ ભાર, રસકપૂર રૂ. ૧ ભાર, અધોલ મીણ, બાવળનાં ફૂલ રૂ. ૧ ભાર, કંપીલો રૂ. ૧ ભાર, કણઝીયું તેલ શેર ૦।, એને મલમ કરવો.

**ઉપયોગ**—ખરજવું, ને લુંડણુનારાં મટે છે.

## ૨૧૬ સ્ત્રીનો ગુહ્યભાગ સંકોચન થવાની દવા

**ઉપાય ૧ લો**—માયાં ટાંક ૦।, ભાંગ ફૂલ ટાંક ૦॥, કશીસાં ટાંક ૦॥, કડીઆ ગુંદર* ટાંક ૦॥, એની શિલારસમાં તુવેરના દાણા જેવડી ગોળીઓ વાળી સ્ત્રીની જાતમાં પહોર એક સુધી રહેવા દેવી.

**ઉપાય ૨ જો**—હીરાકસી ટાંક ૨।, ભાંગનાં ફૂલ ટાંક ૨, અને માયાં ટાંક ૩, એની શિલારસમાં સાત ગોળીઓ સરખી વાળવી. ગોળી એક જાતમાં મૂકવાથી સ્ત્રી યુવાન્ થાય. નીચ લોકોએ માછલાં ખાવાં નહિ.

**ઉપાય ૩ જો**—ત્રિફળા, ભાંગ, લોધર, દૂધેલી, અને દાડમની છાલ, એ બધું સમ ભાગે લેઈ ભૂકો કરીને અરણીના રસમાં સરખી ગોળીઓ કરવી ને સંધ્યાકાળ વખતે જાતમાં ઘાલવી. આથી સ્ત્રીને વિષે યુવાપણું માલૂમ પડશે.

**ઉપાય ૪ થો**—લોધર, કડવી તુંબડીનાં પાનાં એ બેને વાટી ગોળી કરી સ્ત્રીની જાતમાં મૂકવી.

**ઉપાય ૫ મો**—ફટકડી, જાયફળ, માયાં, અરીણ, સંકારણ, એને સમભાગે લેઈ વાટવાં. પછી બાવળની છાલ શેર બે, પાણી શેર ૧૫ માં ઉકાળી અર્ધ શેર પાણી રહે ત્યારે ઉતારી લેઈ ઉપરનો ભૂકો તેમાં નાંખીને ખળ કર્યા પછી ગોળીઓ ચણીબોર જેવડી વાળવી ને એક ગોળી જાતમાં મૂકાવ્યા પછી વિહાર કરતાં સ્ત્રી જુવાન જેવી જણાશે.

## ૨૧૭ યોગરાજ ગુગલ–ઉપયોગ

**અનુપાન**—વાતરોગ ઉપર–રાસ્નાના ઉકાળામાં આપવો. કફ રોગ ઉપર–ગરમાળાના ઉકાળામાં આપવો, પ્રમેહ ઉપર–દારુહળદરના ઉકાળામાં આપવો. પાંડુ રોગ પર–ગોમૂત્રમાં આપવો. કોઢ પર–કડવા લીમડાના ઉકાળામાં આપવો. વાતરક્તપર–ગળોના ઉકાળામાં આપવો.

---

* કડીયા ઝાડનો ગુંદર.

## ૨૧૮ સુખ રેચ-જુલાબ-

**ઉપાય ૧ લો**—આવલના મૂળીયાંની છાલ ટાંક ૯, પાણી શેર એકમાં ઉકાળી પાશેર પાણી રહે ત્યારે ઉતારીને પીવું.

## ૨૧૯ રતાંધળાની દવા

**ઉપાય ૧ લો**—બેઢાના ઝાડના ફળની મીંજને મધમાં ઘસીને દિન ૭ કે ૧૪ સુધી આંખે આંજવું.

**ઉપાય ૨ જો**—સંભેસરાના પાનાંની પીડ-થપોલી-કરીને આંખે બાંધવી.

**ઉપાય ૩ જો**—લીમડાનું મૂળ તથા બાવળના પૈડાનો કવાથ કરી આંખે ચોપડવો.

## ૨૨૦ રક્તપિત્તની દવા

**ઉપાય ૧ લો**—ગાયનું દૂધ શેર ૪ આધરકવું. તેમાં કુંઆડીયાનાં બીજ શેર એક દળી-લોટ-કરીને નાંખવો, તેમ મરી ટાંક ૨, લીંબુનો રસ ટાંક ૨, સોરડી ટાંક ૨, એ સર્વ વાટીને તેમાં નાખવું. પછી દિન ચાર સુધી તડકે મૂકવું ને દિન ત્રણ સુધી ઝાકળે મૂકવું. પછી દર્દીના શરીરપર તેનો લેપ કરવો.

**ઉપાય ૨ જો**—કુંવાડીયાનાં બીજ વાટીને ગાયના દૂધમાં ભીજવવાં ને પ્રભાતમાં તે પીવાથી રકતપિત્ત મટે.

## રક્તપિત્તની ગોળી

**ઉપાય ૩ જો**—નીલો થોથો, હરડે જરદ, સમુદ્રફીણ, લીંબુના આચાર (અથાણા)માં ખાવી.

**ઉપાય ૪ થો**—હલનીબુના રસ મધ્યે દિન ૩ ગોળી ચણા પ્રમાણે વાળવી. ઘીમાં ગોળીઓ ખાવી, ઉપર તુવેરની ધાણી ખાવી, પરેજ પાળવી.

ગુણ-ટાંકી મટે, રક્તપિત્ત જાય.

**રકતપિત્તનાં લક્ષણ**—નાકમાંથી લોહી પડે, માથું દુખે, ને તાવ આવે.

**ઉપાય ૫ મો**—દ્રાક્ષ, હરડે, અને અરડુસાનો ઉકાળો, સાકર નાંખીને આપવો.

### ૨૨૧ રાજા કરવાની રીત

ઉપાય ૧ લો—રાજા તોલા ૨, મકાઈ થુએરનું દૂધ તોલા ૨, શીશીમાં ભરી ગજપટ કરી અગ્નિ પહોર સાત આપવી તો રાજા થાય.

### ૨૨૨ રૂપાના પત્રાનું સોનું કરવાનો ઉપાય

ઉપાય ૧ લો—આમલસારો ગંધક તોલો ૧, ભોંયરીંગણીના રસમાં દિન ૪૦ સૂધી ખળ કરીને તેને રૂપાના પત્રાપર ચોપડવું.

### ૨૨૩ રૂપું મારવાની ક્રિયા

ઉપાય ૧ લો—રૂપું તોલો ૧, મોગરાનાં પાનાં તોલો ૧, ગુલબગલીનાં પાંતરાં તોલો ૧, રાતી બારમાસીનાં બીજ વાલ ૪.

મોગરાના એક પાંદડામાં રૂપું મૂકીને ઉપર બારમાસીનાં બીજ મૂકી તેનું પડીકું વાળવું ને તેની ઉપર મોગરાનું બીજું પાનું વીંટવું ને તે ઉપર માટીનો લેપ કરવો ને સુકવવું. પછી ડીબમાં મૂકી ઉપર પેલાં પાંતરાં મૂકવાં. પછી જંગલનાં અડાયાં શેર ૧૦ ની અગ્નિની આંચ દેવી. તે ઉપર ઠીકરી મૂકવી. અગ્નિ ટાઢો પડ્યા પછી કાઢી લેવું એટલે રૂપું શુદ્ધ થશે.

### રૂપાની ભસ્મ કરવાની રીત

ઉપાય ૧ લો—સોનામુખીને લીંબુના રસમાં ચટણી જેવી બહુ ઝીણી વાટવી. પછી તેનો રૂપાના પત્રા ઉપર લેપ કરવો. કપટમીટ કરી ગજપુટની આંચ આપવી. આવી રીતે લાગલાગટ ચૌદ આંચ આપવાથી તેની બહુ ઉત્તમ ભસ્મ થાય છે.

### ૨૨૪ ગુમડા ઉપર રુઝ વળવાનો મલમ

ઉપાય ૧ લો—સિંદુર શેર ૦। ને તેલ શેર ૦॥ માં ઉકાળવું. નીચે ઉતારી ઠરી જાય ને કાચ જેવું દેખાય એટલે જાણવું કે થયું. પછી તેને ચોપડવાથી રુઝ વળે છે.

### ૨૨૫ રાએતી કેરીની ગોળી

ઉપાય ૧ લો—પારો પૈસા ૧ ભાર, હીંગળો પૈ ૧ ભાર, ખોરાસાની અજમો પૈ ૧ ભાર, ગોળ પૈસા ૫ ભાર, અક્કલગરો પૈ ૧ ભાર, અજમોદ પૈ ૧ ભાર, એની ગોળી ખારેક જેવડી કરવી.

## ૨૨૬ રાતા અંગુરનો મલમ

**ઉપાય ૧ લો**—જંગાલ પૈસા ૨ ભાર, મીણ પૈસા ૩ ભાર, ઘી શેર ૦।, ઘી ગરમ કરી તેમાં જંગાલ ને મીણ નાખીને ઘુંટવું. મલમ થાય એટલે તેની પટી અંગુર ઉપર મારવી.

## ૨૨૭ રસોળી પકવવાનો મલમ

**ઉપાય ૧ લો**—સોમલ શખીઓ પૈ ૧ ભાર, સુરીજન પૈ ૧ ભાર, પાપડીઓ સંચોરો પૈ ૧ ભાર, કળી ચૂનો પૈ ૧ ભાર, બનાવવાની વિગત, એ બધાંને પાણીમાં ઝીણું વાટવું ને તે લઈ રસોળી ઉપર આંગળીવતી ચોપડવું. તેથી રસોળી પાકીને તેમાંથી પીઓ-કપાસીયો-નીકળી જશે.

## રસોળી રુઝવવાનો મલમ

**ઉપાય ૨ જો**—લીમડાનાં લીલાં પાન શેર ૦।ને છુંદવાં. તે લુગદી તેલ પૈ ૮ ભારમાં તળવી. રાખ જેવી થાય ત્યારે કાઢી લેઈને ખળ કરવી. જે તેલ વધે તેમાં મીણબતીનું પૈ ૩ ભાર નાંખવું ને કકડાવીને ખળમાં રેડવું ને ખળ કરવો. ઠરી ગયા પછી રસોળી ઉપર ચોપડવું.

## ૨૨૮ સ્ત્રીના લોહીવાની દવા

**ઉપાય ૧ લો**—મગ શેર એકને શેકીને ખાંડવા ને પછી દળીને લોટ કરવો. તે લોટમાં ગાડર-ઘેટી-નું દૂધ નાખીને અળવાઈ કરી દિન ૧૪ સૂધી ખવડાવવી.

**ઉપાય ૨ જો**—જૂની છોને ખાંડીને ચાળવી. પછી પાણી સાથે ભીંજવી ને પેડુ ઉપર દિન ત્રણ સૂધી બાંધવી.

**ઉપાય ૩ જો**—કાચી સુંઠ ટાંક ૯, સેકેલી સુંઠ ટાંક ૯, અજમો શેર ૦।, ઘરનો ધુંવાસો શેર ૦।, ભાંગ ટાંક ૯, એ બધું એકઠું કરીને વાટવું ને પછી દહી સાથે સરખા ભાગે દિન સાત સૂધી ખવડાવવું.

ખોરાક-દહી ને ભાત વિના બીજો આપવો નહિ.

**ઉપાય ૪ થો**—સુરમો તણખીઓ વાલ ૩, ખાંડ ટાંક ૩, એ બેને ચોખાના ધોવણ સાથે દિન સાત સૂધી સરખા માપમાં આપવું.

ખોરાક—દૂધ ને ભાત ખાંડ સાથે આપવા.

**ઉપાય ૫ મો**—અજમોદ ટાંક ૫, અફીણ ટાંક ૦ાા, દાડેમની કળી ટાંક ૨, જાયફળ ટાંક ૨, જાવંત્રી ટાંક ૦ા, કનકબીજ ટાંક ૦ા, કાકડા છાલ ટાંક ૦ા, મરડાશીંગ ટાંક ૧, કાચું દાડમ ટાંક ૨, એ બધાંને ખાંડી પડીકાં ત્રણ કરી ત્રણ દહાડા સૂધી પાણીમાં પીવાં.

## લોહીવાની દવા

**ઉપાય ૬ ઠ્ઠો**—ચોખાની કુસકીને કેળાં સાથે ખવડાવ્યાથી લોહીવા મટે છે.

**ઉપાય ૭ મો**—રતનમાળીની જડ વાટીને તેનો રસ પીએ તો લોહીવા જાય છે.

## ૨૨૯ લુખસ

**ઉપાય ૧ લો**—સરસવને દૂધમાં વાટીને ચોપડવાથી લુખસ મટે છે.

**ઉપાય ૨ જો**—અમરવેલ શેર ૧, ગળો શેર ૧, અંતરવેલ શેર ૧, એ ત્રણેને ખાંડી છુંદીને છાસના વાસણમાં ઘાલવું. પછી તેમાં હળદર શેર ૦ા, ને ધુંવાસ શેર ૦ા તે વાસણમાં નાખવું. પછી તેમાં છાસની પરાછ-(છાશનું નીતર્યું પાણી) રેડવી. પછી તેને ચોળી મસળી એક રસ કરી વાસણનું મોં ઢાંકણી કે કોડીયાથી બંધ કરી લેવું ને તે ઉપર કપડ છાણ કરીને ધૂણીતળે દાટવું. (ચાર આંગળ જમીનથી નીચે દાટવું) અને ઉપર દેવતા રાતદિવસ સળગતો રાખવો. પાંચ દહાડા પછી વાસણ કાઢી લેઈ તેમાંની દવા દિન સાત સૂધી શરીરે ચોળીને તડકે બેસવું તેથી લુખસ તથા દરાજ મટી જશે.

## ૨૩૦ લોહ ભસ્મ કરવાની રીત અને તેના ફાયદા

**ઉપાય ૧ લો**—સારું લોઢું લેઈ તેનાં પત્રાં કરાવવાં. તે પત્રાં શુદ્ધ કર્યાં પછી રેતરડાથી તેની ઝીણી રેત કરાવવી. તે રેતના વજન બરોબર કાચો હીંગલો નાંખવો. પછી તેમાં કુંવારનું લાબરુ નાખી ચાર પહોર સૂધી ખળ કરવો. પછી કપડ માટી કરી સાત આંચ દેવાથી ભસ્મ થશે.

**પરેજ–શું શું ન ખાવું**–કોળું, રાઇ, તલ, તેલ, ને ટંકણખાર.

**અનુપાન**—સુંઠ, કડુ, અને વાવડીંગ સાથે ખાવાથી સોજા મટે તથા આમલવાત જાય.

સુંઠ ને સાકર સાથે ખાવાથી પુષ્ટિ થાય.
પીપર સાથે ખાધાથી–મંદાગ્નિ જઈ ભૂખ લાગે.
એલચી સાથે ખાધાથી–વિસમ જ્વર (તાવ) જાય.
દાડમની કળી સાથે ખાવાથી–પ્રમેહ મટે.
ગોખરુના ઉકાળા સાથે ખાવાથી–ધાતુસ્તંભન થાય.

### ૨૩૧ વા ઉપર ચોળવાનું તેલ

**ઉપાય ૧ લો**—ભીલામાં નંગ ૨૦, સોરઠીની મીંજ ટાંક ૫, ખાપરીયું ટાંક ૩, સોમલ ટાંક ૨૦, મીઠું ટાંક ૨૦, તેલ શેર ૧।। મજમલે શેર સવાએ એને એકઠાં કરવાં. તથા તે તેલ ચોળવું.

**ઉપાય ૨ જો**—આગલાં વાનાં પાંચ અળગાં ખાંડવાં, ખૂબ ઝીણું ખાંડવાની જરૂર છે. પછી પેણા–તાવડી–માં તેલ મૂકીને ઉકાળવું. પ્રથમ તેમાં ભીલામાને ભૂકો નાંખવો, પછી સોમલ નાંખવો, પછી મીઠું નાંખવું. એ પ્રમાણે જૂદું જૂદું નાંખતા જવું. પછી તેલ શેર ૨ રહે ત્યારે ઉકળી રહ્યું એમ જાણી હેઠે ઉતારી શીસામાં ભરી રાખીને વા વાળી જગોએ તેનું દિન પંદર સૂધી મર્દન કરવું.

### ૨૩૨ વંગ-બંગ કલાઈ મારવાની રીત

**ઉપાય ૧ લો**—બેઢાં શેર ૧, તલને ખોળ શેર ૧, કથીર–કલાઈ–શેર ૦।. કલાઇનાં પત્રાં કરવાં, તેમ બેડાં અને ખોળને ખાંડીને ભૂકો કરવો, કલેઢામાં થરેથર મૂકી ચૂલે ચઢાવીને અગ્નિ પહોર એક સૂધી કરવી. દરેક થરની વચ્ચે વચ્ચે કલાઇનાં પતરાં મૂકતા જવું.

### ૨૩૩ વંગ ભસ્મ કરવાની રીત

**ઉપાય ૨ જો**—ચોકખી કલાઈ પાશેર આકડાના દૂધમાં ઉની કરી ટાઢી પાડવી. એ પ્રમાણે ત્રણ વખત કરવાથી તે શુદ્ધ થશે. પછી તેનાં પત્રાં કરી, સમડીનાં પાનાં સંગાતે કોડીયામાં થરોથર ભરીને તેને આંચ આપવી.

### ૨૩૪ વંગ-બંગને ઉપયોગ

જાયફળ સાથે આપવાથી સ્ત્રીસંગ વધારે કરે ને પુષ્ટિ વધે.
ગળોના સત્વ સાથે આપવાથી વિર્યસ્તંભન થાય.
એલચી સાથે આપવાથી ગરમી મટે.

કેસર સાથે આપવાથી શરીરની કાન્તિ વધે.
દૂધ તથા કોપરા સાથે આપવાથી ધાતુ વધે.
તપખીર સાથે આપવાથી પરમીયો મટે.
ઝીંઝોટાના પાન સાથે આપવાથી સ્ત્રીને ગર્ભ રહે.
આસન તથા દૂધ સાથે આપવાથી પુષ્ટિ વધે.
ખસખસ સાથે આપવાથી આમવાત તથા અતિસાર મટે.

### ૨૩૫ કોઈ માણસને વાઘ બાલ ખવડાવ્યો હોય તેની દવા

**ઉપાય ૧ લો**—ભૂરા કોળાના વેલાના મૂળીયાંનો ભૂકો ટાંક ૨ લેઈ સુરમા જેવો ઝીણો કરવો. તેમાં ઘી શેર ૦|ભેળીને પાવું તેથી વાઘબાલ ઓગળી જઈ માણસ હતો તેવો સારો થાય.

### ૨૩૬ વાળો-નારુ-નીકળ્યો હોય

**ઉપાય ૧ લો**—ગધેડાની લાદને ઘોડાના પેસાબમાં મીઠું નાખીને બાફવી ને દિન સાત સૂધી સહેતું સહેતું વાળા ઉપર બાંધવું.

### વાળાનો ઉપાય

**ઉપાય ૨ જો**—કૌવચનાં પાંતરાંને ખારા પાણીમાં વાટીને તેની લુગદી વાળા ઉપર બાંધવાથી મટે.

### વરસોલી-રસોલી

**ઉપાય ૩ જો**—વાળો અને આંબાની ગોટલીને દિન ૨૮ સૂધી પાણીમાં ઘસીને ચોપડવું.

### વાળો તથા પાઠાની દવા

(ગાંઠ તથા ગડ ગુમડાં પણ મટે છે) કાચકીનાં પાંતરાંને, છાસ તથા મીઠામાં વાટીને તેની લુગદી બાંધવાથી ત્રણે રોગ જાય.

### ૨૩૭ વરસોળી, બદ, ગુમડુ, કંઠમાળ તથા હરેક દર્દ રુઝવાનો રાતો મલમ

**ઉપાય ૧ લો**—રાલ પૈસા ૧ ભાર, હીરાદખણ પૈ ૧ ભાર, બોદારશીંગ પૈ ૧ ભાર, રુમી મસ્તકી પૈ ૧ ભાર, શેરી લોબાન પૈ ૧ ભાર, સીંદૂર પૈ ૧ ભાર, મીણ પૈસા બે ભાર, તેલ પૈસા ચાર ભાર. આનો મલમ કરી દર્દપર ચોપડવો.

ઉપાય ૨ જો—પ્રથમ મીણુ તથા તેલને કકડાવવું. પછી ઉપર લખેલાં વસાણું વાટીને ખળ કરી તેમાં નાખીને ફરી ખળ કરવો. પછી તેની પટી ઉપર લખેલાં દર્દ ઉપર મારવી.

## ૨૩૮ વાળ-બાલ-ઉજળાના કાળા કરવાની દવા*

ખૂરાસાની અજમો, તથા બાવળીઆના પૈડાને સમભાગે લઈ સૂકવીને ચૂર્ણ કરી દિન ૫ સૂધી હાથેલી ભરીને ફાકવાથી કાળા થાય છે.

## ૨૩૯ વાયુની દવા

(રાજગુગલ) વાવડંગ, ધાણા, હીંગ, ગજપીપર, પાઢ, જીરૂ, અતિવિષની કળી, પીપર, મરી, પીપળીમૂળ, ચવ્યકત, ચિત્રાછાલ, સુંઠ, અજમોદ, છડત, રેણુકા, ભારંગ, ઈંદ્રજવ, કડુ, હરડે, બેઢાં, આબળાં ને ભેંસા ગૂગળ એ બધું સમ ભાગે લઈ પૈસા ભાર જેવડી ગોળીઓ પાણીમાં વાળવી. પછી રોજ એકેક ગોળી ગળવાથી ઘણા ગુણ થાય છે.

## ૨૪૦ વીંછીની દવા

ઉપાય ૧ લો—કાળી મુશલીને પાણીમાં ઘસીને ડંખ ઉપર ચોપડવું.

## ૨૪૧ વાઈ આવતી હોય

ઉપાય ૧ લો—એખરો ટાંક ૨, મરી ટાંક ૨, સુંઠ ટાંક ૨, પીપળીમૂળ ટાંક ૨, લવંગ ટાંક ૨, એ બધું વાટી મધ સાથે ચટાડવું.

## ૨૪૨ વડકલ્પ

ઉપાય ૧ લો—વડની નીચે બીજો વડ ઉગ્યો હોય તે ચિંતામણિ વડ કહેવાય છે. દીવાળીની મધ્ય રાતે વડની પૂજા કરીને તેનું મૂળ માદળીઆમાં રાખે તો રાજા વશ થાય.

કોથળીમાં રાખે તો ઘણો લાભ થાય. તેની દેરાસરમાં પૂજા કરે તો ધન વધે, તેમ યશ વધે, અને સંતાન થાય.

## ૨૪૩ વરગી હડતાલ મારવાની ક્રિયા

ઉટકંટાનો રસ પૈસા ૫ ભાર કાઢવો. તે રસમાં હડતાલ પૈસા એક ભાર પલાળી મૂકવી ને દિન ત્રણ સુધી રાખી મૂકવી. પછી આમલીની રાખ શેર

---

* દવા જોખમભરી છે.

૦ાા વચ્ચે હડતાલનો ગાંગડો મૂકીને ઉપર આમલીનાં છોડાં શેર ૦ાા ની અગ્નિ કરવી. ટાઢી પડ્યા પછી ગાંગડો કાઢી લેવો.

### ૨૪૪ વાયુના ગોળા ઉપર ચૂરણ

પીપળ, પીપળીમૂળ, અજમો, ત્રિફળા, સંચળ, જવખાર, મીઠું, સિંધવ એ બધું સમભાગે દશ દશ તોલા લેવા. પછી તેને વાટી કાગદી લીંબુના રસે ૨૦૦ પુટ દેવા, પછી સુરણના કંદનો લોટ પાશેર ને ૧ાા પૈસા ભાર લઈ મિશ્ર કરી તેમાંથી તોલો ૧ પાણી સાથે લેવો. બાવાશીર ને વાયુનો ગોળો મટે છે.

### ૨૪૫ વીશફોટક ઉપર ધુણી

**ઉપાય ૧ લો**—અજમો પૈ ૪ ભાર, હીંગળો પૈ ૧ ભાર, ને બોદાર પૈ ૧ાા ભાર એ બધું એકઠું કરીને એની ધૂણી લેવી, (મોં બહાર રાખવું)

**ઉપાય ૨ જો**—હીંગળો ટાંક ૫, અને લવંગ ટાંક ૩, એને ખાંડી પડીકાં ૧૬ બાંધવાં. એકેકા પડીકાની સાંજ સવાર ધૂણી આપવી, ચાદર ઓઢી કુલડી ઉપર નગ્ન થઇને બેસવું.

### વીશફોટક ઉપર ગોળી

**ઉપાય ૩ જો**—શુદ્ધ કરેલો પારો તોલો ૧, ભીલામા તોલો ૧, ખોરાસાની અજમો તોલો ૧, જાવંત્રી તોલો ૧, અક્કલગરો તોલો ૧, એની જૂના ગોળ તોલા ૫ માં ગોળીઓ ૧૪ સરખા વજનની વાળીને એકેકી ખાવી.

### વીશફોટકની દવા

**ઉપાય ૪ થો**—પારો ટાંક ૨ાા, પીપર ટાંક ૨ાા, ધોળો કાથો ટાંક ૨, ગોળ ટાંક ૫, (જૂનો) એને પોસતાના પાણી સાથે પહોર ૧૬ સૂધી મર્દન કરવું ને પછી તેની સરખા વજનની ગોળીઓ ૧૪ કરી સવાર સાંજ એકેક ગોળી વાસી પાણી સાથે ગળવી, ને ઉપર સેકેલા ચણા ખાવા, તેમ ઘઉં ને ઘી ખાવું. દિન બે ત્રણ સૂધી પાન ખવડાવવાં, ગરમી માલૂમ પડે તો ઘી ખાવું. મોં ઘણું આવે તો ધમાસો તથા બાવળીયાની છાલને પાણીમાં નાંખી ત્હેના ૪ થી નવ સૂધી કોગળા કરવા.

**ઉપાય ૫ મો**—ખજૂરીનો લોટ નવટાંક ગાયના દૂધ શેર ૦ાા સાથે રાબ કરીને દિન ૭ સૂધી પીવો. રાબમાં સાકર નાંખવી જોઇએ.

**ઉપાય ૬ ઠ્ઠો**—*અક્કલગરો ટાંક ૧।।, જંગાલ ટાંક ૧।। અને મોરથુથુ ટાંક ૧।। એનાં સરખા વજનનાં પડીકાં ૧૪ કરી દૂધ સાથે પીવાથી આરામ થાય.

**ઉપાય ૭ મો**—ભીલામો શેર ૦।, અજમો પૈ ૧।। ભાર, અજમોદ પૈ ૧।। ભાર, અક્કલગરો પૈ ૧।। ભાર, શુદ્ધ કરેલો પારો પૈ ૫ ભાર, ખોરાસાની અજમો પૈ ૫।। ભાર, એની ગોળમાં સરખા વજનની ગોળીઓ ૩ વાળવી. તે રોજ એકેક ખાવી.

**ઉપાય ૮ મો**—ખોરાસાની અજમો પૈ ૦।।।, હીમજી હરડે પૈ ૦।।।, શુદ્ધ કરેલો પારો પૈ ૦।।।, જૂના ગોળમાં સરખા વજનની ગોળીઓ ૧૬ કરવી ને એકેક ખાવી.

**ઉપાય ૯ મો**—શુદ્ધ પારો ટાંક ૨, જાયફળ ટાંક ૧, ઉપલેટ ટાંક ૧, સુંઠ ટાંક ૧ એની ગોળ સાથે સરખા વજનની ગોળીઓ ૧૪ વાળવી. મોં આવે તો મગની ખીચડી ખાવી.

**ઉપાય ૧૦ મો**—સોમલનું સત્વ ટાંક ૧, કાથો ટાંક ૧, હીંગળો ટાંક ૧, એને એકઠાં કરી નાગરવેલના પાનાના રસમાં બાજરી જેવડી ગોળીઓ વાળવી. કપૂરી પાનમાં બરાસ રતી બે સાથે ગોળી સવાર સાંજ એકેક ખાવી.

વીશફોટક બહાર નીકળ્યો હોય તો સાકર ટાંક ૧, જીરુ ટાંક ૧ એ બેની બે ગોળીઓ ખવડાવવી. ચાંદી તથા ચાંદાં રુઝાઈ જશે.

## વીશફોટકનાં લક્ષણ અને ઉપાય

**ઉપાય ૧ લો**—શરીર ઉપર ન્હાની ન્હાની ફોલ્લીઓ થાય, ચેળ આવે, અગ્નિ સરખી શરીરમાં આગ બળે.

**ઉપાય**—રેચ આપવો, કાળા સરસવ, જેઠીમધ, વાળો, કોષ્ટ, એ ઔષધ, સમ ભાગે લેઈ ઘીમાં વાટીને શરીરે લેપ કરવો.

## વિશફોટક ઉપર કવાથ

**ઉપાય ૧ લો**—અરડુસો, ગળો, પિતપાપડો, મોથ, ધમાસો, પટોલ, સુંઠ, ત્રિફળા, હરડે મ્હોટી, કરીયાતુ, લિમડાની છાલ એનો કવાથ પીધાથી વિસ્ફોટકનો રોગ મટે છે.

---

* છથી દશ સુધીના દવાઓ ભયંકર છે, માટે વૈદને પૂછીને ખાવા.

**ઉપાય ૨ જો**—*આકડાના મૂળની રાખ, હરતાલની પુટી યુકત કરી દિન ૭ ખવડાવવી.

**પરેજ**—ચણા ખવડાવવા તથા ભાત ને દૂધ ખવડાવવાં.

**ઉપાય ૩ જો**—એલચી, જાયફળ, અને મોરથુથુ સમભાગે લેઈ ગાયના ઘી સાથે વાટીને ચોપડવું, તેથી વિસ્ફોટક ને ચાદાં મટે છે.

### ૨૪૬ વાએ કરી શરીરના ભાગ અકડાઈ ગયા હોય તેની

**ઉપાય ૧ લો**—રેવંચીની ખટાઈ–ગોળવાની તોલા ૬, રુમી મસ્તકી તોલા ૩, મૂળાનાં બીજ તોલા ૬, કીદરુ તોલા ૯, હીરાબોળ તોલા ૯, બદામનો મગજ, તોલા ૯, પારો તોલા ૯, એને બનાવવાની વીગત–ઉપરનાં વસાણું ૬ ખાંડી ભૂકો ચાળણીએ ચાળીને તેને ખળ કરવો. પછી લીંબુ નંગ ૨૦ નો રસ કાઢીને ખળમાં નાખીને ચાર ઘડી સુધી ખળ કરવો. પછી તેમાં પારો નાંખીને ખલ કરવો. પછી બોર જેવડી ગોળીઓ વાળવી ને એક ગોળી ટાઢા પાણી સાથે કકડા કરીને ગળાવવી. દિન ૧૪ સૂધી ગોળીઓ ગળવાથી આરામ થાય.

### વાત રક્ત લક્ષણ ને ઉપાય

**લક્ષણ**—લોહી બગડે તથા શરીર અને મોં ઉપર સોજા આવે, શરીર ક્ષીણ થતું જાય, જવર આવે, તૃષા વધારે લાગે.

**દવા**—દીવેલીઓને ગાયના દૂધમાં વાટીને તેનો શરીરે લેપ કરવો.

### ૨૪૭ વચ્છનાગ શુદ્ધ કરવાની રીત

**ઉપાય ૧ લો**—શેર એક ભેંસનું છાણ, શેર ૦। બકરીની લીંડીઓ, શેર પા ગાયનું મૂતર એ ત્રણે માટીના વાસણમાં નાંખી ત્હેમાં વછનાગના કડકા મૂકીને વાસણનું મ્હોં બંધ કરી લેવું ને પછી વાસણ ચૂલાપર મુકી નીચે દેવતા કરવો. વાસણમાંનું છાણ ખદખદીને સૂકાય એટલે તે વાસણ ઉતારી લેઈ એકાન્તે રાખી મૂકવું ને ટાઢું પડ્યા પછી છાણમાંથી વચ્છનાગના કડકા કાઢી લેવા ને દવાના કામમાં વાપરવા.

---

* દવા, વૈદને પૂછીને ખાવી.

## ૨૪૮ દમ થાય ને ચેન પડે નહિ

ઉપાય—આદુ તથા બેઢાંને બકરીના મૂત્રમાં વાટીને આપવાં.

## ૨૪૯ શરીરમાં શૂળ ફૂટયું હોય તેનો ઉપાય

ઉપાય ૧ લો—લોહભસ્મ, એલચી, ત્રિફળા એને મધમાં આપવી તથા શંખભસ્મને ગરમ પાણીમાં આપવી.

ઉપાય ૨ જો—જીરુ ટાંક ૧૨, એરંડાનું મૂળ ટાંક ૧૨, કરીઆતુ ટાંક ૩ એ બધાંને પાણીમાં ઉકાળી ત્રણ ભાગ કરી એકેક ભાગ દિન ત્રણ સૂધી પાય તો શૂળ મટે.

## ૨૫૦ શીલવા ધાયો હોય

ઉપાય ૧ લો—અજમો તથા ગેરુ વાટીને શરીરે ચોપડવું.

## ૨૫૧ શ્વાસ તથા સોજો

ઉપાય ૧ લો—કાળા તલ ટાંક ૯, ત્રિકટૂ ટાંક ૯, વાવડંગ ટાંક ૩, ચિત્રો ટાંક ૩, લોહચૂર ટાંક ૩, એ બધાંને બારીક પીસીને મધમાં ગોળીઓ ટાંક ૧॥ ભારની વાળવી ને રોજ એકેક ખાવી, તેથી આરામ થઈ સોજા પણ મટે.

## ૨૫૨ શ્વાસ

ઉપાય ૧ લો—કાકડાશીંગ ટાંક ૧, ત્રિકટુ ટાંક ૩, ત્રિફળા ટાંક ૩, રીંગણી ટાંક ૧, ભારંગ ટાંક ૧, પુષ્કરમૂળ ટાંક ૧, ખલીવાણ ટાંક ૧, સિંધવ ટાંક ૧, સંચલ ટાંક ૧, કચલ વરણ ટાંક ૧, લૂણ—મીઠું—ટાંક ૧ એ સર્વ એકઠું કરી ટાંક ૧॥ ને આસરે સવારમાં ખાવું.

## ૨૫૩ શીતની દવા

ઉપાય ૧ લો—મરી ટાંક ૩ તથા કાચકાની મીંજ ટાંક ૩ એકઠું કરીને તેની ભાંગરાના રસમાં મરી પ્રમાણે ગોળીઓ વાળી, એકેક ગોળી રાત દિવસ મોંમાં રાખવી.

## ૨૫૪ સ્ત્રીને ધાત જતી હોય

ઉપાય ૧ લો—એક મ્હોટું દાડમ લેઈ તેમાં મીસરી અફીણ ટાંક ૧ ઘાલી તેની ઉપર માટીને કપડું વીંટી અગ્નિની ભરસાડમાં ઘાલવું ને બફાયા પછી રોજ ચાર ચાર વાલ ખવડાવવું.

## ૨૫૫ સોજાની દવા

**ઉપાય ૧ લો**—પીપર ટાંક ૧, પીપળી મૂળ ટાંક ૨, એલચી ટાંક ૨, ખોરાસાની અજમો ટાંક ૩, કાથો ટાંક ૪, બરાસ વાલ ૧, એ સર્વ ખાંડી કપડછાણુ કરી આદાના રસમાં ત્રણુ ગોળીઓ સરખા માપની કરીને રોજ એકેક ખાય તો સોજા ઉતરે.

**ઉપાય ૨ જો**—સુંઠ, સાટોડી, કરીઆતુ, અને વાઘેલીનું મૂળ એને ખાંડી કપડછાણુ કરવું. પછી દિન એક કે બે સૂધી ખાવું.

## ૨૫૬ સાપના ઝેરનો ઉપાય

**ઉપાય ૧ લો**—અંગધૂણી (કંટાળી) શનિવારે નોંતરીને આદિત્યવારે તેનું મૂળ કાઢી લાવી નરમૂતરમાં ધસીને પાય તો સાપનું ઝેર ઉતરે.

**ઉપાય ૨ જો**—એલચી બે પૈસા ભાર, ભેંસના કાનનો મેલ ચણુા ચાર ભાર, એ બેને ગાયના ઘીમાં એકઠું ઘુંટીને ખવડાવ્યાથી સાપનું તેમ બધી જાતના ઝેરી જાનવરનું ઝેર ઉતરે છે.

## ૨૫૭ સોમલ ઉપર દવા

ટીંડોરાંનો રસ શેર ૨ાા અને કૌવચાં બે રૂ. ભાર વાટીને ભેગું કરીને ખવડાવવું.

## ૨૫૮ સંધીવાની દવા

બીલામાં શેર ૦ાા, કોપરાં શેર ૦ાા, અને ત્રણુ ચાર વરસનો જૂનો ગોળ એ બધું વાસણુમાં એકઠું કરી મૂકી રોજ ટાંક ૨ાા સવાર સાંજ ખાવું, તેથી ચોરંગ વા પણુ મટે છે. ખાતાં સૂધી ખાટું, ખારું ખાવું નહિ.

## ૨૫૯ સ્ત્રીને સુવા રોગ તથા વા ઉપર દવા

કાળો ધંતૂરો અને મરી સમ ભાગે લેઈ એની પાલના રસ સાથે ચણીબોર જેવડી ગોળીઓ વાળવી, ને સવાર સાંજ એકેકી ગોળી ખાવી. પહેલે દહાડે ન્હાના ચણીબોર જેવડી ખાવી, પછી જરા મ્હોટી ખાધાથી બંને રોગ મટે છે.

### ૨૬૦ શરીર ઉપરના ધોળા દાગ ( કરોળીયા ) કાઢવાની દવા

**ઉપાય ૧ લો**—મનસલ ટાંક ૧, ઝીંઝોટાં પંચાંગની રાખ ટાંક ૧, થુએરનું દૂધ રતી બે, કુંવાડીઆનાં પાતરાં ટાંક ૩, એ ચારે ઓસડને ખૂબ ઝીણાં પીસવાં. પછી દાગને અડાયા છાણાવતી ઘસીને તે ઉપર ચોપડવું.

**ઉપાયં ૨ જો**—સરપંખની જડ બાળીને રાખ કરવી. પછી ધોળા ચોખા લાવી સમ ભાગે લેઈ વાટીને ચૂરણ કરવું, ને કપડછાણ કરી દિન ૧૪ સૂધી દાગ ઉપર ચોપડવું.

### ૨૬૧ સોજાની દવા

**ઉપાય ૧ લો**—કોકીના પાતરાંનો રસ પીએ તથા શરીરે તેનો લેપ કરે તો સોજો જાય.

**ઉપાય ૨ જો**—ગરડીઆ ઝાડની છાલને પાણીમાં ઘસીને સોજા ઉપર ચોપડવી.

### ૨૬૨ શરીરે સબળ થવાની દવા

**ઉપાય ૧ લો**—સુંઠ તથા ખાંડને સમ ભાગે લેઈ સવારમાં ટાંક ૩ ભાર, ખાધાથી સબળાઈ આવે છે. તે ખાતાં સૂધી દહીં તથા ખાટું ખારું ખાવું નહિ.

### ૨૬૩ સ્ત્રીને સસની થઈ હોય

**ઉપાય ૧ લો**—ગંધક ટાંક ૨, શુદ્ધ કરેલો પારો ટાંક ૧, હીંગળો કાચો ટાંક ૨, ચોખા ટાંક ૩ એની ભાંગરાના રસમાં ચણીબોર જેવડી ગોળીઓ વાળવી ને રોજ એકેક આપવી.

### ૨૬૪ સ્ત્રીને અંતવેધ તથા દાહની દવા

**ઉપાય ૧ લો**—મધ, સાકર, એરંડીયું, અને સરગુવાનું મૂળ, સમ ભાગે આપવાથી અંતવેધ તથા દાહ મટે.

### ૨૬૫ સ્ત્રીઓને મહિના રહેવાની દવા

**ઉપાય ૧ લો**—ટીંડોરીનું મૂળ, થુએરના દૂધ સાથે ઘસીને સ્ત્રીના પેડુ ઉપર લેપ કરી ઋતુના ચોથે દહાડે ધણી પાસે જાય તો મહિના રહે.

## ૨૬૬ સન્નિપાત હુળફીઓ

**ઉપાય ૧ લો**—બુરી ખાંડ ટાંક ૧, નવસાર ટાંક ૩ એનાં ત્રણ સરખા વજનનાં પડીકાં કરી ઉના પાણી સાથે દિન ત્રણ એકેક પડીકું ફકાવ્યાથી પેટ છૂટે ને આરામ થાય.

## ૨૬૭ સાપના ઝેરનો ઉપાય

**ઉપાય ૧ લો**—ખરશાણી થુવેરના દૂધમાં કાળી મુશલી ઘસીને ડંખ ઉપર લગાડવાથી સર્પનું ઝેર ઉતરે છે.

## ૨૬૮ સ્ત્રીને છોડ છૂટકની ગોળી

**ઉપાય ૧ લો**—હીંગ ટાંક ૪, મોરથુથુ ટાંક ૪, ગેરુ ટાંક ૪, અને ઇંદ્રવાણીનું મૂળ ટાંક ૪, એની ગોળ ટાંક ૧૧ માં સરખા વજનની ચણી બોર જેવડી ગોળીઓ વાળવી. તે ગોળીઓને છાયામાં દિન ત્રણ સુધી રાખી પછે તડકે સુકવી, વાસી પાણીમાં સ્ત્રીને એકેક આપવી.

## ૨૬૯ સ્ત્રીની જાત (યોનિ) સંકોચન કરવાની ગોળી

માયાં ટાંક ૨, અને દાડેમનાં ફૂલ ટાંક ૩, એ બંનેને વાટી આવળના પૈડાના રસમાં ન્હાની સોપારી જેવડી ગોળીઓ વાળી સ્ત્રીને આપવાથી સંકોચન થાય.

## ૨૭૦ સ્ત્રીનાં સ્તન કઠણ કરવાની દવા

બકરીનું દૂધ, ભૂરા કોળાનો રસ અને તલનું તેલ, એ બધું સમ ભાગે લેઈ સ્તન ઉપર તેનો લેપ કરવાથી તે કઠણ થશે.

## ૨૭૧ સ્ત્રીને ગર્ભ હુમેલ-મહિના-વધે તેવી દવા

**ઉપાય ૧ લો**—સુખડ-દેવદાર, ગુજર, ઉજળા-ધોળા-તલ. એ સર્વ વસાણાં સરખે ભાગે વાટી બારીક કરી તેના પાણીથી સ્ત્રીને નવડાવે તો હુમેલ વધે (ગર્ભ વધે).

**ઉપાય ૨ જો**—પદમક પૈ ૩ ભારનો રસ અને કસુંબી પૈ ૩ ભાર, એ સરખે ભાગે લેઈ બકરીના દૂધ શે. ૦। માં પાય તો ગર્ભ-હમેલ રહે.

**ઉપાય ૩ જો**—હીંગોળાના ઝાડનું મૂળ અને થુવેરનું દૂધ સરખે ભાગે લેઈ સ્ત્રીના પેડુ ઉપર લેપ કરવાથી હમેલ રહી ફરજંન થાય. (મૂળને ઝીણું ખાંડી કપડછાણ કરી દૂધ સાથે મેળવીને લેપ કરવાનો છે.)

**ઉપાય ૪ થો**—કાયફળ અને કાથો સમ ભાગે લેઈ મધ સાથે ચાટે તો અટકાવ બંધ થઇને હમેલ રહે.

**ઉપાય ૫ મો**—અજમો શેર ૦। અને ગોળ શેર ૦॥, એના ચાર સરખા ભાગ ઋતુના વખતમાં ચાર દિન સુધી ખાય તો હમેલ રહે.

**ઉપાયં ૬ ઠ્ઠો**—ત્રણ વરસનો જૂનો ગોળ ઋતુ-અટકાવ-ઓવટી-સમયે ખાય તો ગર્ભ રહે.

**ઉપાય ૭ મો**—વાજીકંટાનું* મૂળીઉં, રવિવારે લાવી ગાયના દૂધમાં ઘસીને પાવું.

**ઉપાય ૮ મો**—ચંપાની કળી, તેલમાં બોળી દીવે સેકીને દિન ત્રણ સુધી ટાંક ૦॥ પ્રમાણે ખાય તો ગર્ભ ધારણ કરે.

**ઉપાય ૯ મો**—ધોળી શંખાવળીનાં મૂળને ગાયના દૂધમાં દિન ત્રણ સુધી ઘસીને પાવું.

## ૨૭૨ સ્ત્રીના પેટમાં છોડ સૂકાતું હોય તે પાડવાની દવા

**ઉપાય ૧ લો**—કપાસીયાનું મૂળ, લસણ, રવિવારે સવારના પહોરમાં લાવીને કુંવારિકાના હાથના કાંતેલા સૂતરના દોરા ૨૭ એકઠા કરી તેને બાંધીને તે દોરો કેડે બાંધે તો છોડ પડે.

## ૨૭૩ સ્ત્રીને ઋતુ અટકાવ આવે તેની દવા

**ઉપાય ૧ લો**—બે રૂપીયા ભાર તલને પાણીમાં ઉકાળીને દિન ત્રણ સુધી પીએ તો ઋતુ આવે. દેવદાર ટાંક ૫, હીરા બોલ ટાંક ૦॥ પાણીમાં ઉકાળીને દિન ત્રણ પીએ તો ઋતુ આવે.

## ૨૭૪ સ્ત્રીને ધાવણ ન આવતું હોય તે લાવવાની દવા

**ઉપાય ૧ લો**—રવિવારે થુવેરનું મૂળ છેક તળેનું લાવીને કેડે બાંધવું.

**ઉપાય ૨ જો**—કમોદના ચોખા શેર ૦॥ ને ગાયના દૂધમાં વાટે, તથા તેમાં કોળાનો રસ, રૂ. એક ભાર મેળવીને પાય તો તેથી ધાવણ આવે.

---

* લેખક જણાવે છે કે આ દવા અજમાવેલી છે.

**ઉપાય ૩ જો**—ઇંદ્રવાયણીનું મૂળ કાઢીને ચોખાના ઓસામણમાં ઘસીને સ્તન ઉપર લગાડે તો દૂધ આવે.

### ૨૭૫ સ્ત્રીને ઋતુ આવી દહાડા રહે તેવી દવા

**ઉપાય ૧ લો**—જંગલી કબૂતરની હગાર પાઈ બે ભાર, ચોખાના ધોવ-ડામણના પાણીમાં ઘોળીને પાય તો અટકાવ ફરી આવે નહિ ને માહિના રહે.

### ૨૭૬ સ્ત્રીને હમેલ રહે ને ઓવટી આવે નહિ

**ઉપાય ૧ લો**—કુંવારના લાબરાની હેઠળની મટોડી પૈ ૧ ભાર, અને મધ પૈસા ૨ ભાર, એ બેને બકરીના દૂધ શેર ૦। માં ઘોળીને સવારમાં પાય તો હમેલ રહે ને માથે આવે નહિ. (ઋતુ આવે નહિ)

### ૨૭૭ સ્ત્રીને અટકાવ વારંવાર આવતો હોય તે બંધ કરવાની દવા

**ઉપાય ૧ લો**—પીપળી મૂળનાં પાતરાં સાત, સવારમાં દિન સાત સૂધી ખાઈ ઉપર ગાયનું દૂધ શેર અચ્છેર પીવું એટલે અટકાવ નિયમિત આવે.

### ૨૭૮ સ્ત્રીને ગર્ભ રહે તેવી દવા

**ઉપાય ૧ લો**—નાગકેસર ટાંક ૨॥, ગાયના દૂધ શેર અચ્છેર સાથે ઋતુ સમે પાવાથી ગર્ભ રહે છે.

**ઉપાય ૨ જો**—સારંભાતને સુંઠ અને ઘી સાથે ખવડાવવા.

**ઉપાય ૩ જો**—શિવલીંગીનું મૂળ અને લક્ષ્મણનું મૂળ, ગાયના ઘી સાથે ઋતુ સમયે આપવું.

**ઉપાય ૪ થો**—બીજોરાનાં બીયાં વાલ ૪, ને ગાયના અછેર દૂધ સાથે રાંધી ઘી સાથે દિન ચાર સૂધી ઋતુ સમયે ખવડાવવું.

**ઉપાય ૫ મો**—શ્વેત-ધોળી-ચણોઠીનું મૂળ, એક વર્ણી—એકજ રંગની—ગાયના દૂધ અચ્છેર સાથે ઋતુ સમયે દિન ૪ સૂધી આપવું.

### ૨૭૯ સ્ત્રીને વશ કરવાનો ઉપાય

**ઉપાય ૧ લો**—નાગકેસર ટાંક ૧, ષ્ડ ટાંક ૧, કોસંબો ટાંક ૧, મનસલ ટાંક ૧ એ બધાંને વાટી પાણી સાથે પુરુષે પોતાની ઇંદ્રિય ઉપર લેપ કરવો.

**ઉપાય ૨ જો**—ટંકણખાર, પીપેર, જાઇનાં ફૂલ, નાગરવેલના પાનનો રસ, અને શ્વેત ઘોડાની લાદ એકઠું કરી પુરુષે પોતાની ઇંદ્રિયપર લેપ કરવો.

## ૨૮૦ સ્ત્રીને વહેલો અટકાવ થાય.

**ઉપાય ૧ લો**—પાકાં ટીંડોરાં,* કપૂર, ટંકણખારને વાટી પાણીમાં નાખી તેનો સ્ત્રીની ઇંદ્રિયપર લેપ કરવો.

## ૨૮૧ ગર્ભધારણ દવા

**ઉપાય ૧ લો**—શંખાવળીનું મૂળ, વિજયા-ભાંગ, કંટાળાનું મૂળ, શ્વેત ચણોઠીનું મૂળ, ગાયના દૂધ સાથે ઘસીને ઋતુ વખતે પીએ તો ગર્ભ રહે.

**ઉપાય ૨ જો**—ધોળી રીંગણી પંચાંગ સાથે રવિવારને દહાડે લાવી ગાયના દૂધ સાથે રૂ. ૧ ભાર ઘસીને પાવાથી સંતાન થાય.

## ૨૮૨ સ્ત્રીના પેટમાં છોડ વધવાની દવા

**ઉપાય ૧ લો**—ઉપરનાં મૂળ ચોખાના ધોવણમાં ઘસીને પાવાથી છોડ વધે છે.

## ૨૮૩ સિંદૂરના ઝેરનો ઉપાય

**ઉપાય ૧ લો**—ચિંતામણિ વડનું મૂળ ઘસીને પાવું.

## ૨૮૪ સુવાવડી સ્ત્રી માટેનાં વસાણાં

**ઉપાય ૧ લો**—ગુંદર, ગોખરું, મધ, (હીરા) બોર, સુંઠ, સાકર, ધોળી મુશળી, કાળી મુશળી, પીપળીમૂળના ગંઠોડા, એલચી, મેથી ને ખસખસ, ખાવી.

સુવા, કોપરાં, બદામ, ચારોળી, આસન, અસાળીઓ, જાવંત્રી, જાયફળ, પીપર, કમરકસ, સતાવરી, એખરો અને લવંગની હલવાઈ કરીને ખાવી.

## ૨૮૫ સ્વર-અવાજ-ઉઘડવાની દવા

**ઉપાય ૧ લો**—વાંસની ગાંઠો રૂ. ০૫, આમળાની ગાંઠા રૂ. ০૫ અને વજ, રૂ. ০૫ એ બધું પાણીમાં ઉકાળી કપૂર નાંખી કોગળા કરવા.

---

* ગીલોડાં

**ઉપાય ૨ જો**—આંબાનો મોર, ધોળાં મરી, ચીનીકબાલા, અક્કલકરો, એલચી, એ બધાંને સમભાગે લેઈ ખાંડીને ઘીમાં તળી, તેની અંદર પીપળી મૂળના ગંઠોડા ને સાકર સમ ભાગે નાખીને ઠારવું. પછી રોજ ટાંક ૪ ભાર ખાઇ ઉપર ગાયનું દૂધ અચ્છેર પીવાથી સ્વર ઉઘડે છે તેમ ધાતુ વધે છે.

## ૨૮૬ સીસુ મારવાની રીત

**ઉપાય ૧ લો**—સીસુ નવટાંક લેઈ કલેડીમાં મૂકી દેવતા ઉપર મૂકવું. પછી કડવી જીરી શેર ૦ા, અજમો પૈસા ૫ ભાર, ભાંગ પૈસા ૫ ભાર, આંબા હળદર પૈસા ૫ ભાર, એ સર્વ એકઠાં કરી સીસા ઉપર ભેગાં નાંખવા, ને પછી લોઢાની કડછીથી હલાવવું. એ પ્રમાણે બધી રકમો સીસા ઉપર બાળવી. એટલે સીસાની ભસ્મ થશે અને તેનું વજન નવટાંક જ રહેશે.

## ૨૮૭ સાબર શીંગુ મારવાની રીત અને ફાયદા

**ઉપાય ૧ લો**—આકડાના દૂધમાં, કે ગાયના મૂતરમાં સાબરશીંગાને ભીંજવવું. પછી દિન આઠ સુધી તેના પટ દેવા. પછી ચૂનાની ભઠ્ઠીમાં મૂકીને બાળવું એટલે ચાંદી જેવું ધોળું થશે. તે ખાધાથી ચોરાશી જાતના વાયુ મટે છે.

## ૨૮૮ સ્વરભેદનાં લક્ષણ ને ઉપાય

**ઉપાય ૧ લો**—મોટો સ્વર નીકળે, કંઠ દુખે, બેઢાંને ખાંડીને ઉના દૂધમાં રોજ ચાર વાલ સુધી આપવાં.

## ૨૮૯ સોજાનાં લક્ષણ ને ઉપાય

**ઉપાય ૧ લો**—શરીરે સોજો આવે, સ્ત્રીને મુખ ભણીથી અને પુરુષને પગ ભણીથી સોજા ચઢે ત્યારે અસાધ્ય જાણવું. ઉપાય, દારુ હળદર, સુંઠ, કડવો સરગવો, રાઈ, એ બધાંને સમ ભાગે લેઈ ખાટી છાશમાં વાટીને સોજા ઉપર લેપ કરવો.

## ૨૯૦ સંધીવાનો ઉપાય

**ઉપાય ૧ લો**--સારાં ભીલામાં નંગ ૨૧ ને ઘી શેર ૦ાા માં લોઢાની પેણીમાં નાખવાં. પછી નીચે દેવતા કરી દૂર બેસીને હલાવવું. જ્યારે ભીલામાં ફાટી રહે ત્યારે પેંણીને નીચે ઉતારવી. પછી તેમાં ગોળ શેર ૦ાાં= નાખીને હલાવવું. પછી તેમાં ઘહુંનો લોટ શેર ૧ા નાખી ચુલા ઉપર ફરી પેંણી મૂકીને

ધીમા તાપે સેકવું. સેકાઈ રહે ત્યારે રાા રૂ. ભાર પ્રમાણે ચાટલાં પાડીને, રોજ એક ચાટલું ખાવું.

**પરેજ**—ખટાશ, દૂધ, કેળાં ને કેરી ખાવી નહિ. મોંમાં ગરમી જણાય તો કોપરાં ખાવાં.

## ૨૯૨ ત્રયોદશ સન્નિપાતનાં લક્ષણ ને ઉપાય

સન્નિપાત નીચે પ્રમાણે તેર જાતના છેઃ—

### ૧ સંધિક સન્નિપાત લક્ષણ

શરીરના સાંધેસાંધા દુખે, શરીર ટાઢું પડી જાય, અંગમાં સણુકા નાંખે, સોજા ચઢે, મંદાગ્નિ થાય, માથું દુખે, શરીર બલહીણુ થાય, નિદ્રા ઘણી આવે. મર્યાદા દિન ૭ ની.

**ઉપાય**—સુંઠ, મરી, ગળો, હરડે (બે જાતની), દેવ દાર અને રાસનાને સમ ભાગે લેઈ ઉકાળો કરી એક વખતે આઠ માસા સુધી આપવો.

### ૨ અંતક સન્નિપાતનાં લક્ષણ

દાહ થાય, કંપ, અંગ ગરમ થઈ જાય, શિરકંપ થાય, મોહ, શ્વાસ, અને હેડકીઓ આવે. અસાધ્ય. **ઉપાય**—રામ નામ.

### ૩ રુગ્દાહ સન્નિપાતનાં લક્ષણ

ભ્રમ થાય, બકવા કરે, તાવ આવે, કંપ થાય, કંઠ દુખે, ઠાંસો ને શ્વાસ થાય, ચુંક આવે, તૃષા ઘણી લાગે, વ્યાકુળ થાય, જઠર મંદ પડી જાય. મર્યાદા દિન ૨૦.

**ઉપાય**—હરડે (બન્ને જાતની), પિત્ત પાપડો, નાગરમોથ, કડુ, ગરમાળો અને દ્રાક્ષને સમભાગે લેઈ ઉકાળો કરીને પાવો.

### ૪ ચિત્તભ્રમ સન્નિપાતનાં લક્ષણ

મોહ, ભ્રમ, નેત્ર અતિ વિકળ થાય, શ્વાસ વધે, ગાયન કરે, નાચે, બડબડ કરે. મર્યાદા દિન ૧૧.

**ઉપાય**—પરવરનાં પાન, ગળો, પિત્તપાપડો, નાગરમોથ, ધમાસો, કરીયાતું, લીમડાની છાલ, ત્રિફળા, કડુ અને અર્ડુસાને સમ ભાગે લેઈ ઉકાળો કરીને પાવો.

## ૫ શીતાંગ સન્નિપાતનાં લક્ષણ

કંપ થાય, પરસેવો બહુ વળે, સ્વર ક્ષીણ થતો જાય, ઉલટીઓ થાય, કફ પડે ને શરીરે સોજો આવે.

**ઉપાય**—પારો ભાગ ૧, ગંધક ભાગ ૨, ગોળ ભાગ ૪, એની ત્રણ માસાપુર ગોળીઓ કરી સવારમાં એકેક ખવડાવવી.

## ૬ તંદ્રિક સન્નિપાતનાં લક્ષણ

આંખો ફાટે, તૃષા લાગે, તાવ આવે, શ્વાસ થાય, ઉલટી અને અતિસાર થાય, કાન દુખે, શરીર બળે, જીભે ખરેરી બાઝે. મર્યાદા દિન ૨૫.

**ઉપાય**—કરીઆતુ, દેવદાર, સુંઠ, નાગરમોથ, ધાણા, કડુ, ઈંદ્રજવ, દશ મૂળ, ગજ પીપર, સમભાગે લેઈ ઉકાળો કરીને પાવો.

**૭ કંઠકુબ્જ સન્નિપાતનાં લક્ષણ**—કંઠમાં દુખાવો થાય, ઘણી જ ઉંઘ આવે, મૂર્છા આવે, શરીરે પીડા થાય, હેડકી આવે, બડબડ કરે, સંતાપ થાય. મર્યાદા દિન ૧૩.

**ઉપાય**—મરી, પીપર, નાગરમોથ, કડુ, ગજ પીપર, હરડેદળ, કરીઆતુ, ઈંદ્રજવ, દીવેલાનું મૂળ, ચિત્રો, ભારંગ, બેડાં, અને આમળાં, એને સમભાગે લેઈ ઉકાળો આપવો.

## ૮ કર્ણક સન્નિપાતનું લક્ષણ

ગળામાં પીડા થાય, શરીરમાં ખેદ થાય, અંગ ગરમ રહે, ખાંસી, શ્વાસ અને કર્ણના મૂળમાં સોજો થાય.

**ઉપાય**—રાસના, અસકંદ, નાગરમોથ, બે જાતની હળદર, ભારંગી, કાકડાશીંગ, હરડેની છાલ, વજ, પોકર મૂળ, કુટુકી આ સર્વ જણસ સમ ભાગે લઈ ખાંડી બે ટાંકનો કાઢો બે વખત ૨૦ દીવસ સુધી લેવો.

## ૯ ભગ્ન નેત્ર સન્નિપાતનું લક્ષણ

આંખો ફાટેલી રહે, ભ્રમ થાય, મુખપર સોજા આવે, મોહ, કંપ, અચેત થઈ જાય, શ્વાસ, બડબડ કરે. મર્યાદા દિન ૮.

**ઉપાય**—ત્રિફળા, નાગરમોથ, કડુ, લીમડાનાં પાન, હળદર, દારુહળદર, પરવરનાં પાન, સમ ભાગે લઈ ઉકાળો આપવો.

### ૧૦ રક્તષ્ઠિવી સન્નિપાતનાં લક્ષણ

મુખ અને નાકમાંથી લોહી પડે, ઉલટીઓ થાય, તરષ લાગે, શ્વાસ અને ચુંક થાય, પાચન થાય નહિ, અતિસાર અને હેડકી થાય, કાસ ને અરુચિ હોય, ભ્રમ ને બડબડયા કરે, જીભ કાળી પડી જાય, મર્યાદા દિન ૧૦.

**ઉપાય**—પિત્તપાપડો, કડુ, ધમાસો, અર્ડુસો, જવાસો ને કરીઆતુ, એને સમ ભાગે લેઈ ઉકાળો સાકર નાંખીને આપવો.

### ૧૧ પ્રલાપક સન્નિપાતલક્ષણ

અંગકંપ થાય, બડબડે, તાવ આવે, ભૂતની પેઠે ચેષ્ટા કરે, મર્યાદા દિન ૧૪.

**ઉપાય**—તગર, તમાલપત્ર, ઈંદ્રવારણી, આસન, ગરમાળો, નસોતર, બ્રાહ્મી, સંખાવળી, ધોળી હરડે બે જાતની, નાગરમોથ, પિત્તપાપડો ને દ્રાક્ષ સમ ભાગે લેઈ ઉકાળો પાવો.

### ૧૨ જીહ્વક સન્નિપાતલક્ષણ

જીભે કાંટા પડે, અગ્નિ પેઠે દાહ બળે, માણસને ઓળખે નહિ, મર્યાદા દિન ૧૬.

**ઉપાય**—કાકડાસીંગ, એરંડાનું મૂળ (પુષ્કરમૂળ), કડુ, રાસના, ત્રિકટુ, કરીઆતુ, નાગરમોથ, બ્રાહ્મી, (ભરમી), રીંગણી, દેવદાર, હર્ડે, શતાવરી, મરડા-શીંગ, ભારંગ, ગળો, અર્ડુસો અને ભાંગરો સમ ભાગે લેઈ એનો ઉકાળો કરીને પાવો.

### ૧૩ અભિન્યાસ લક્ષણ

વાત, પિત્ત અને કફ હોય, અતિસાર, ઉંઘ, શ્વાસ, ઓળખે નહિ, કઠોર વચન બોલે. અસાધ્ય, મર્યાદા દિન ૧૫. ઉપાય–રામનામ

### ૨૯૨ સીલવા

**ઉપાય**—કાળાં મરીયાંને ખૂબ ઝીણાં વાટીને ઘી સાથે ચટાડવાં તથા શરીરે રાખોડી ચોળી કામળો ઓઢવો.

## ૨૯૩ સ્ત્રીને ગર્ભ-હમેશ-રહે તેવી દવા

**ઉપાય ૧ લો**—ઋતુ-ઓવટી-માથે-આવે ત્યારે વડની વડવાઈ રૂ૦॥ ભાર લેઈ, ગાયના દૂધ સાથે ઘસીને જે સ્ત્રી પીએ તેને ગર્ભ રહે, તેમ સંભો-ગને વિષે જુવાન જેવી દેખાય.

**ઉપાય ૨ જો**—નાગકેસર અને જીરૂ, એને સમ ભાગે લેઈ વાટીને ગાયના દૂધ સાથે ઋતુ પછી ત્રણુ દિવસ પીવું.

**ઉપાય ૩ જો**—સરસ પંચાંગ મૂળ, રવિવારે લેવું, એક વર્ણી ( એક જ રંગની ) ગાયના દૂધમાં કુંવારી છોકરીના હાથે ઘસાવવું ને રોજ ટાંક ૮ પ્રમાણે દિન ૭ સૂધી પીવું.

**ખોરાક**—ખીર, ખાંડ, ઘી, ચોખા અને મગ, એટલું સાત દહાડા સૂધી ખાવું.

**ઉપાય ૪ થો**--ગર્ભવતી ભેંસનું દૂધ શેર ૦॥, બકરીના અધોળ મૂત-રમાં એકત્ર કરીને પીવાથી ગર્ભ રહે.

### ગર્ભવાળી સ્ત્રીએ કેમ વર્તવું તેનો ઉપાય

ઉદ્વેગ-શોક-ભય દહાડે ઉંઘવું, એ છોડી દેવું, મિથુન ન કરવું, ટાઢ તથા તાપ શરીરે વેઠવાં નહિ.

## ૨૯૪ ગર્ભ રહે

**ઉપાય ૧ લો**—કાંસકીનાં મૂળ રૂ ૦॥ ભાર રોજ પાણીમાં ઘસીને પાવાં.

**ઉપાય ૨ જો**—શિવલીંગીનાં મૂળ અને તેનાં ફૂલનું સમ ભાગે ચૂર્ણ કરી ગાયના દૂધમાં પાવું.

**ઉપાય ૩ જો**—રોજ પાવલા ભાર પારસ પીપળાના બીજનું ચૂરણ ઋતુ વખતે ગાયના ઘી સાથે ખવડાવવું.

**ઉપાય ૪ થો**—વાંઝણી કંટોલી-કંકોડીનું મૂળ રૂ ૦। ભાર ગાયના દૂધમાં ઘસીને પીએ ને પછી સંગ કરે તો પુત્ર થાય.

**ઉપાય ૫ મો**—ધાવડીના ફૂલ તથા સાકરને સમભાગે પાણીમાં ઘસીને રવિવારથી દિન ત્રણ સૂધી પીવું.

## ૨૯૫ ગર્ભને સ્થિર કરવાની દવા

**ઉપાય**—તલ, સાકર અને કમળ કાકડીને સમ ભાગે લઈ વાટીને મધમાં ચાટે તો ગર્ભપાત ન થતાં ગર્ભ સ્થિર થાય.

## ૨૯૬ ગર્ભ વધવાનો ઉપાય

**ઉપાય ૧ લો**—ટાઢા પાણીમાં જાસુસનાં ચાર વાલ ભાર ફૂલને વાટીને ફકાવવાથી નિશ્ચય સ્ત્રીને ગર્ભ વધે છે.

**ઉપાય ૨ જો**—શતાવરી, સુંઠ, આસંધ, જેઠીમધ, ભાંગરો, સમભાગે લેઈ બકરીના દૂધમાં પાવાથી ગર્ભની વૃદ્ધિ થાય છે.

## ૨૯૭ સ્ત્રીને ધાત જતી હોય તે બંધ કરવાની દવા

**ઉપાય**—આમળાં, ધમાસો, વાળો, સાકર અને જીરું, સમ ભાગે લેઈ ચૂર્ણ કરી ફકાવ્યાથી ધાત જતી બંધ રહે છે.

## ૨૯૮ સ્ત્રીને રતવા થયો હોય

**ઉપાય ૧ લો**—ઇંદ્રજવ, અતિવિખ, ત્રિકટુ, બીલી, મોથ અને ધાવડિનાં ફૂલ સમ ભાગે લેઈ તેનું ચૂર્ણ ખવડાવવું.

**ઉપાય ૨ જો**—પાણીની અંદર કેતકી (કેવડા) નું મૂળ ચારેક વાલ ઘસીને તેમાં થોડીક સાકર તથા મધ નાંખીને પાવું.

## ૨૯૯ *ગર્ભ ન રહેવાના ઉપાય

**ઉપાય ૧ લો**—ધંતૂરાનું મૂળ, પુષ્યાર્કે† લેઈ કુંવારી છોકરીના હાથના કાંતેલા સૂતરે બાંધી કમરે બાંધે તો ગર્ભ રહે નહિ.

**ઉપાય ૨ જો**—પલાશ એટલે ખાખરાના બીજની રાખ, રૂ. એક ભાર ઠંડા પાણીમાં નાંખીને ફકાવીએ તો ગર્ભ ન રહે.

**ઉપાય ૩ જો**—રોજ પાંચવાલ હિંગને તેલમાં ઉકાળીને દિન પાંચ સૂધી પીએ તો ગર્ભ ન રહે.

---

* કેટલીક નાજુક બાંધાની સ્ત્રીઓને વારંવાર ગર્ભ રહેવાથી તેમનું શરીર છેક અશક્ત થઈ જાય છે, તેમ કેટલીકવાર દેહાંત પણ થાય છે. ત્હેમના માટે આ ચાર દવાઓ લખેલી છે.

† પુષ્ય નક્ષત્રમાં સૂર્ય આવેલો હોય.

**ઉપાય ૪ થો**—અધોલ ગોળમાં રૂ. ૧ ભાર તેલ તથા ચિત્રાના ઝાડની છાલનું ચૂરણ રૂ. ૦। ભાર મેળવીને દિન ત્રણ સુધી ખાય તો ગર્ભ ન રહે.

### ૩૦૦ સ્ત્રીની જાત (યોનિ) ઉપરના રોમ જાય

**ઉપાય ૧ લો**—કેશ પ્રથમ ઉપાડી નાખીને તે જગોએ કૂતરીના દૂધનો લેપ કરે તો કેશ ફરી ઉગે નહિ.

### ૩૦૧ સ્ત્રીના પ્રસવશૂળની દવા

**ઉપાય**—સાટોડીનાં પાશેર પાનાંને વાટી લાડુ કરી યોનિ ઉપર મૂકી પાટો બાંધે તો પ્રસવશૂલ મટે.

### ૩૦૨ સોજાની દવા

**ઉપાય ૧ લો**—સાટોડી, ગળો, સુંઠ, દારુહળદર, બંને જાતની હરડે, એને સમ ભાગે લેઈ ચૂરણ કરી ગરમ પાણી સાથે પાયાથી સોજા મટે.

**ઉપાય ૨ જો**—સાટોડી, હરડે બંને જાતની દારુહળદર, એરંડાનું મૂળ સમ ભાગે લેઈ ગાયના મૂત્રમાં ક્વાથ કરી પીએ તો સોજા–સોપ–જાય.

### ૩૦૩ સરસ્વતી ચૂર્ણ કરવાની રીત અને તેના ફાયદા

**ઉપાય ૧ લો**—ઉપલેટ, આસન, અજમો, કડવી રીંગણી, કાળો પહાડ, સાદસૌભાગ્યનું પુષ્પ, ખોરાસાની વજ, એ સર્વે સમ ભાગે લેઈ કપડછાણ કરીને તેને રીંગણીના રસનો સાત દિવસ સુધી પટ દેવો. પછી એને ઘી તથા મધમાં વાલ એક ખાવાથી ઉન્મત્ત એટલે ચિત્તભ્રમ વાયુ મટે છે, તેમ વાયુથી ઉત્પન્ન થયેલા દરેક રોગ મટે છે.

પ્રમેહ સાથે પેસાબમાં ધાતુ જતી હોય તો તે પણ આ ચૂર્ણથી મટે છે.

### ૩૦૪ પડાંગ ધૂપ બનાવવાની રીત

**ઉપાય**—સાકર, ઘી, મધ, ગુગલ, અગર અને ચંદનને સમ ભાગે લેઈ ખાંડીને ધૂપ કરવો.

### ૩૦૫ હોકી-હેડકી આવતી હોય તેની દવા

**ઉપાય ૧ લો**—કુંવારના લાબરાના રસ સાથે સુંઠ રૂ ૧ ભાર ખવડાવ્યાથી હેડકી બંધ થાય.

**ઉપાય ૨ જો**—ફુલાવેલી ફટકડી રતી ૩, તથા ૪ સૂધી એમની એમ ખવડાવવી.

**ઉપાય ૩ જો**—ગળે ચૂનો લગાડ્યાથી હેડકી બંધ થાય.

## ૩૦૬ હરસની દવા (લોહી પડતું હોય)

**ઉપાય ૧ લો**—સોમલ વાલ ૩, સૂરોખાર ટાંક ૦।, ઈંદ્રજવ ટાંક ૦।, એ બધું એકઠું કરીને લીંબુની ફાડમાં ભરવું ને બીજે દહાડે કાઢી તેના ચોથા ભાગનું મસા ઉપર બાંધવું. તેમ કરતાં ન જાય તો—ખાટો ભાત કરીને તેના ત્રણ દહાડા સૂધી પાટા બાંધવા.

## લોહી હરસમાં પડતું હોય

**ઉપાય ૨ જો**—સાકર શેર ૧॥, કાળા તલ શેર ૦॥, માખણ શેર ૦।, એ બધું એકઠું કરી રોજ ત્રણ પૈસા ભાર ખાવું (સાકર તથા તલને ખાંડી માખણમાં મેળવીને ખાવાનું છે.)

## હરસ, ચેળ કરતા હોય

**ઉપાય**—સૂરણ શેર ૫, સુકવીને તેની ફાકી ટાંક ૩, ટાઢા પાણી સાથે મળસકામાં ફાકે તો મટે. પહોંચે ત્યાંસૂધી ખાવી જોઈએ.

## હરસની દવા

**ઉપાય ૧ લો**—દાડમીયો સોમલ ટાંક ૦।, મોરથુથુ ટાંક ૦।, સિંદૂર ટાંક ૦। એ બધું એકઠું કરી ખળમાં ખાંડવું. ઝીણું થયા પછી મસા બહાર નીકળતા હોય તો તેની ઉપર તથા ગુદા ઉપર ચોપડવું.

**ઉપાય ૨ જો**—સહસારાનું મૂળીયું ઘસીને કળી ચૂનામાં ઉકાળી મસાને ચોપડવાથી મસા નીકળી જાય છે.

**ઉપાય ૩ જો**—નગોડ તથા ગોળને પરતીને તેના સાત કે દશ દહાડા સૂધી પાટા ૭ કે ૧૦ સૂધી ગુદાએ બાંધવા ને ઉપર લંગોટ વાળવો.

## ૩૦૭ હાથ રસ ઉપર લેપ*

**ઉપાય**—મરઘીની રાનનું હાડકું, બિલાડીની રાનનું હાડકું, કેવડાની જડ, બરાસ કપૂર, કેસર, એનો મધ સાથે લેપ કરે તો રોગ સમે.

---

* મુઠીયો મારવી કેટલાક અજ્ઞાન છોકરાઓને આ ખરાબ ટેવ પડેલી હોય છે. તેથી ઇંદ્રિયની નસો નરમ પડીને ઇંદ્રિ છેક રૂની પૂણી જેવી થઈ જાય છે. તેના માટે આ લેપ બતાવ્યો છે.

### ૩૦૮ હાથરસપર ખાવાની દવા

ઉપાય—કાળી મુસળી ટાંક ૫, ધોળી મુસળી ટાંક ૫, એખરાનાં બીજ ટાંક ૫, ગોખરુ ટાંક ૫, કઉચાનાં બીજ ટાંક ૫, કેદાર ચીનીઉ ટાંક ૧, મસ્તકી ટાંક ૧, મીસરી અફીણ ૧, કેસર ટાંક ૧, મોચરસ ટાંક ૫, એ બધું ખાંડી કપડછાણ કરી તેમાં રાતી ખાંડ શેર ૧ મેળવી રોજ ટાંક ૫ ખાય તો આરામ થાય.

### ૩૦૯ હાથ પગ વાએ અકડી ગયાની દવા ચોપડવાની

ઉપાય—ચોખ્ખો કરેલો વછનાગ ટાંક ૫, અને ગુગલ ટાંક ૧૦, એ બંનેને ઘસીને વાવાળા ભાગ ઉપર ચોપડવું.

### ૩૧૦ દવા ૨ જી ખાવાની

ઉપાય ૧ લો—ગુગલ ટાંક ૩, કાચો હીંગલો ટાંક ૨, સુરીજન ટાંક ૦ાા, શુદ્ધ કરેલો વછનાગ ટાંક ૦ાા, ચાતુરીઓ કચુરો ટાંક ૦ાા, પીપલીમૂળ ટાંક ૦ાા, લવંગ ટાંક ૫, તજ શેલાણી, ટાંક ૫, ભરમીનાં પાનાં ટાંક ૪, એ બધાંને ખાંડી, કપડછાણ કરી તેમાં મધ શેર ૦ાા નાંખી રોજ ટાંક ૫ ખાય તો આરામ થાય. ખાતી વખતે કાન ઉપર કપડું વીંટીને બાંધી રાખવા જોઇયે.

### ૩૧૧ હડકાયું કુતરું કે હડકાએલું શીઆલ કરડે તેનો ઉપાય

ઉપાય ૧ લો—સુગ્રી (પક્ષી)નું ઘર લાવી વાસી પાણી સાથે ખળવું. પછી તેમાંથી વાલ વાલની ગોળીઓ કરીને દર્દીને ખવડાવવી ને તે ઉપર પાણી શેર એક પાવું.

### ૩૧૨ હડખાયેલા કુતરાના ઝેરની દવા

ઉપાય ૧ લો—ધંતૂરાનું જીંડવું તથા ખાટા લીંબુનો પાલો તથા બીજોરાનો પાલો એ બધું વાટીને તેનો કરડેલી જગોએ લેપ કરવો.

### ૩૧૩ હેડકી મટે

તુલસીના પાનાનો રસ રૂ. બે ભાર સૂધી પાવો.

### ૩૧૪ હરખવાની દવા

આંકોલનું મૂળ પાણીમાં ઘસીને દિન પંદર સૂધી પાવું.

## ૩૧૫ હડતાલનું તેલ કાઢવાની રીત

**ઉપાય ૧ લો**—હડતાલ તોલા ૧૦ ને ધોળી ડુંગળીના રસમાં દિન ૧૨ સુધી ખળ કરવો. પછી તેને શીશીમાં ભરીને તેલ કાઢવું.

## ૩૧૬ હીંગળોનું તેલ કાઢવાની રીત

**ઉપાય ૧ લો**—હીંગળોની પોટલીને દોલાયંત્રથી પકાવીને તેલ કાઢવું.

## ૩૧૭ હીંગળો મારવાની ક્રિયા

હીંગળો તોલો ૧ લેવો. પીપળાની ઉપરની છાલ ગદીઆણો ૦।। લેઈ તેનો ભૂકો કરી હીંગળાની તળે તથા ઉપર મૂકવો. પછી મોગરાના પાતરાં ૪ તથા ગુલબગલીનાં પાતરાં ૧૫ એકઠાં કરીને ઉપર મૂકવાં. પછી તેને નીચે અડાયાં છાણાં શેર ૫ ની અગ્નિ કરવી ને ટાઢું પડ્યા પછી તે કાઢવાથી ધોળા રંગનો શુદ્ધ થશે.

## ૩૧૮ હનુમાન માટેનો ધૂપ

**ઉપાય ૧ લો**—તલ, સિંદૂર, લાલ વસ્ત્ર, ચંપાનું ફૂલ અને કેસરનાં ફૂલ એકઠાં કરીને વાટવાં.

## ૩૧૯ (ભીંતરનું) હાડકું સડતું હોય તેની દવા

**ઉપાય ૧ લો**—મડદાંનાં ફૂલ એટલે હાડની કચરો (ચૂરા) લાવી, બારીક વાટીને બતી થકી અંદર ભરે તો હાડકું સડતું મટે ને સંધાઈ જાય. સાંધાએ સાંધાએ ત્હેની પટી લગાડવી.

## ૩૨૦ હરસનો ઉપાય

**ઉપાય ૧ લો**--કાળીયા સરસના મૂળીયાંનો રસ શેર ૦।।, કળીચૂના શેર ૦।। સાથે ઉકાળીને ગાયના ઘી સાથે ચોપડવાથી મસા-હરસ-ખરી પડશે.

**ઉપાય ૨ જો**—ખડીઓ ખાર પૈ ૧ ભાર, સોનાગેરુ રૂ. ૧। ભાર, ઈંદ્રજવ પૈ ૦।। ભાર, આમલસારો ગંધક રૂ. સવા ભાર, ઉજળી સાકર ૪ પૈસા ભાર, એ સર્વનું ચૂર્ણ કરી કપડે ચાળવું. પછી તેમાંથી રોજ પૈ ૧ ભારની ફાકી ઉના પાણી સાથે મારવી.

## હરસ ઉપર ચોપડવાંની દવા

**ઉપાય ૧ લો**—દીવેલા ફળનાં બીજ, એટલે દીવેલીઓની અંદરની મીજ ગાયના મૂત્રમાં ઘસીને હરસ ઉપર ત્રણ વાર લેપ કરવાથી હરસ મૂળથી જશે.

## હરસ ઉપર ખાવાની દવા

**ઉપાય ૧ લો**—અજમો, નાની હરડે, મોટી હરડે, વરીઆળી, સોના-મુખી, આમળાં, બેડાંનો ગર્ભ, સફેત જીરું, કાજુ કળીઆ, એ બધું એકેક પૈસા ભાર, ને હીંગ માસો એક.

અજમો તથા સોનામુખીને સેકવી નહિ, પણ બીજી બધી વસ્તુઓને અર્ધી સેકવી–કાચી પાકી સેકવી. પછી બધું વાટીને ચૂર્ણ કરી દિન ૧૦ સૂધી સમ ભાગે લેઇને ખાવું.

## ૩૨૧ હીમ ગર્ભની પોટલી કરવાની રીત

**ઉપાય ૧ લો**—શોધેલો ગંધક તોલા બે, શુદ્ધ પારો તોલો ૧, એ બેને દિન બે સૂધી ખળ કરવો. પછી તેમાં સોનાના વરખ માસા ૬ નાંખી પોટલી બાંધવી. લોઢાના વાડકામાં ગંધક નાંખવો તેમ પોટલી બાંધીને નાંખવી. ગંધકમાં તેલ બહુ થાય ત્યારે કાઢી લેવી.

## ૩૨૨ હાડ ગંભીર તથા માંસ કોહોતું હોય-ગુમડામાંથી પાણી ઝર્યા કરતું હોય તેનો મલમ

**ઉપાય ૧ લો**—કીદરુ પૈ ૨ ભાર, રુમી મસ્તકી પૈ ૨ ભાર, હીરા-દખણ પૈ ૨ ભાર, મોરથુથુ પૈ ૧ ભાર, જંગાલ પૈ ાા ભાર, મીણ બત્તીનું પૈ ૪ ભાર, ઘી પૈ ૧૫ ભાર, એ બધું એકત્ર કરીને ખળમાં ખળવું. પછી અંગુરી સરકો પૈ ૫ ભાર નાંખી ખળ કરવો. પછી ઘી ને મીણ ઉકાળીને તેમાં રેડવું. પાછો ખળ કરવો એટલે મલમ થશે.

## ૩૨૩ હેડવા રોગનાં લક્ષણ અને ઉપાય

**લક્ષણ**—હેડકી આવે ને શ્વાસ થાય.

**ઉપાય**—માતુલીંગનો રસ ને સંચળ સમ ભાગે લેઈ ભેગું કરીને આપવું.

## ૩૨૪ હૃદયના રોગની દવા

ઉપાય ૧ લો–પુષ્કર મૂળ ( એરંડાનું મૂળ ) ઘસીને મધ સાથે આપવું.

ઉપાય ૨ જો—હરણનું શીંગડું, ધૂમાડો બહાર ન જાય એવી રીતે બાંધીને બાળવું ને તેની રાખ ઘી સાથે આપવી.

## ૩૨૫ ક્ષય રોગની દવા

ઉપાય ૧ લો—થુવેરનું દૂધ વાલ બે, ગોળમાં ચોળીને પાયાથી ક્ષય રોગ મટે.

ઉપાય ૨ જો—અરડુસાનો રસ, મધ સાથે મેળવી દિન સાત સૂધી પાવો.

ઉપાય ૩ જો—વજ, આસંધ, ઝીંઝોટો, તલ, બીલીનો ગર્ભ, સરસવ, એને સમ ભાગે લેઈ ચૂર્ણ કરીને રોજ પાવલી ભાર આપવું.

ઉપાય ૪ થો—આસંધ, ગળો, શતાવરી, દશમૂળ, બલબીજ, અરડુસો, પુષ્કરમૂળ, અતિવિષ, એનો કવાથ પાયાથી ક્ષય રોગ મટે છે.

ઉપાય ૫ મો—વરાગડા મીઠાને આકડાના દૂધમાં વાટીને ચઢવવું, તેમાંથી થોડું થોડું આપવું.

ઉપાય ૬ ઠ્ઠો—સાકર, પિપર, દ્રાક્ષ, તલ, અરડુસો, એને સમાન ભાગે લેઈ ઉકાળીને પાયાથી ક્ષય રોગ મટે.

## ૩૨૬ બોડી *કલારનો કલ્પ

ઉપાય ૧ લો—બોડી કલારનાં પાનાંને છાયામાં સૂકવવાં. સૂકાયા પછી ત્હેને ખાંડીને કપડછાણ કરવું અને એક શીશામાં અથવા માટીના વાસણમાં ભરી મૂકવું. પછી નીચે પ્રમાણે જૂદી જૂદી મેળવણી કરી જૂદા જૂદા રોગ ઉપર રોજ એકેક ટાંક પ્રમાણે આપવું.

૧ ભેંસના ઘી સાથે સાત દહાડા સૂધી આપે તો ટાંકીનો રોગ જાય.

૨ ગાડર–ઘેટી–ના ઘી સાથે ખવડાવ્યાથી પ્રમેહ મટે છે.

૩ સુંઠ સાથે દિન ૧૪ સૂધી ખવડાવ્યાથી શરીર પુષ્ટ થાય છે.

---

* આ ઝાડ ડુંગરમાં થાય છે. બોડીઓ કલાર.

૪ મધ સાથે દિન ૧૪ ખાય તો સુકવા જાય.

૫ લવંગ સાથે દિન ૧૪ ખાય તો કંપવા મટે.

૬ જાયફળ સાથે દિન ૧૪ સુધી ખાય તો સ્રીને ગર્ભ રહે.

૭ કપૂર સાથે દિન ૧૪ સુધી ખાય તો હરસનો વ્યાધિ મટે.

૮ જાયફળ સાથે દિન ચૌદ સુધી ખાય તો સ્રીને હમેલ–મહિના–રહે.

૯ અરીઠીના તેલ સાથે દિન ચૌદ ખાય તો જલંધરનો રોગ મટે.

૧૦ ભેંસના દૂધ સાથે ખાય તો ભ્રમ વા જાય ને પુરુષાર્થ આવે.

૧૧ વાસી પાણી સાથે દિન ચૌદ ખાય તો પિત્ત મટે.

## ૩૨૭ સમુદ્રફળનો કલ્પ

૧ ખર–ગધેડા–ના મૂત્ર સાથે અંજન કરે તો ભૂત, પ્રેત, પિશાચ સર્વે જાય.

૨ હળદર સાથે ખવડાવ્યાથી પંડ રોગ મટે.

૩ પિપર સાથે ખવડાવે તો પિત્ત રોગ જાય.

૪ લીંબુના રસમાં ઘસીને અંજન કરે તો નેત્ર નિર્મળ થાય.

૫ તુલશીના પાનના રસમાં, લવંગમાં કે ખાંડ સાથે ખવડાવ્યાથી તાવ જાય છે.

૬ ભેંસના છાણના રસમાં ઘસી નાકમાં નાસ લીધાથી કોસ રોગ મટે છે.

૭ મીઠા તેલ સાથે આંખમાં અંજન કરવાથી વાખદનો રોગ મટે છે.

૮ લીંબુના રસમાં ઘસીને અંજન કરવાથી બધાં માણસ વશ થાય છે.

૯ ઘી સાથે ખવડાવ્યાથી સ્રીને પુત્ર થાય છે.

૧૦ બકરીના મૂત્ર સાથે ખવડાવ્યાથી અજીર્ણ મટે છે.

૧૧ ઘોડાના મૂતર તથા લીંબુના રસમાં ઘસીને અંજન કરવાથી કળ·તર મટે છે.

૧૨ આદુ અને લસણની કળીઓ સાથે ખાવાથી સન્નિપાત મટે છે.

૧૩ ભાંગ સાથે ખાધાથી મળ જાય છે.

૧૪ ભૂરા કોળાંના રસમાં ખાધાથી સાપનું ઝેર ઉતરે છે.
૧૫ આમલીના પાનાંના રસમાં ખાધાથી દેહ પુષ્ટ થાય છે.
૧૬ ગાયના દૂધમાં ખવડાવ્યાથી સ્ત્રીને હમેલ–ગર્ભ–રહે છે.
૧૭ ગાયના ઘી સાથે ખાધાથી સ્ત્રીને બાળક થાય છે.
૧૮ ચણાની દાળ સાથે ખાધાથી કૃમી જાય.
૧૯ ટંકણખાર સાથે ખાધાથી ઐનનો રોગ મટે છે.
૨૦ ઉના પાણી સાથે ખાય તો પેટનું શૂલ મટે.
૨૧ ગાડરના દૂધમાં ખાય તો તંમર મટે.
૨૨ કોળાના પાણી સાથે ખાધાથી બરોળ મટે.
૨૩ નાળિએરના પાણી સાથે ખાધાથી સાપનું ઝેર ઉતરે.
૨૪ ગાયના દૂધ સાથે ખવડાવ્યાથી જલંધરનો રોગ મટે છે.
૨૫ ખજૂર અને જેઠીમધ તથા કેસર અને મધ સાથે અવળાઈ કરીને ખવડાવીએ તો ઐનનો રોગ જાય.

આ સમુદ્રકલ્પ ચૌદ દહાડા સુધી નીચે પ્રમાણે ખવડાવ્યાથી જૂદા જૂદા રોગ મટે છે.

૨૬ નગોડના રસ સાથે ખાધાથી કોહોડનો રોગ મટે.
૨૭ સરસના રસ સાથે આપવાથી તાવ જાય.
૨૮ બોકડીના મુત્ર સાથે આંખમાં આંજવાથી આંખનું ફૂલું મટે.
૨૯ ખાંડ સાથે આપ્યાથી વીર્ય વધે.
૩૦ છાસ સાથે આપવાથી સાપનું ઝેર ઉતરે.
૩૧ મધ સાથે આપ્યાથી બળ વધે.
૩૨ લીંબડાના રસ સાથે આપ્યાથી શૂલ મટે.
૩૩ ઘી સાથે આપવાથી સંધિવા જાય.
૩૪ હળદર સાથે આપ્યાથી પિત્ત મટે.
૩૫ લીમડાના રસ સાથે આપ્યાથી પેટમાંનું દર્દ મટે.
૩૬ મરી તથા ધંતુરાના. રસમાં આપ્યાથી હરસ મટે.

૩૭ ભેંસના છાણ સાથે કોઢ ઉપર મર્દન કરે તો કોઢ મટે.

૩૮ ઝીંઝોટાના રસમાં તથા ગાયના મૂત્રમાં આપવાથી કફ રોગ જાય.

૩૯ પિપર સાથે આપ્યાથી પેટનું શૂલ મટે છે.

૪૦ લવંગ સાથે ખાધું હોય તો અજીર્ણ મટે.

૪૧ ખોડી કલાર સાથે આપે તો વીર્ય સ્તંભન થાય.

૪૨ દહીં સાથે આપે તો પેટની ગાંઠ મટે.

૪૩ મૂળા સાથે આપ્યાથી રેચ બંધ થાય.

૪૪ બકરીના મૂત્ર, મરી તથા ટંકણખાર સાથે આપ્યાથી કોઢ મટે.

૪૫ લીંબુના રસ સાથે આપે તો તેજ વધે.

૪૬ કેસરના રસ સાથે આપે તો પાણીવિકાર મટે.

## ૩૨૮ સમુદ્રફળ તૈયાર કરવાની રીત

નગોડનો રસ શેર ત્રણમાં સમુદ્રફળ શેર એકને દિન સાત લગી ભીંજવવું. પછી દિન નવ સૂધી છાયામાં સુકવવું. પછી ખળીને ઉપર લખ્યા પ્રમાણે આપવું.

## ૩૨૯ શંખાવળી કલ્પ*

૧ સંખાવળીનું મૂળ નાગરવેલના પાનમાં આપવાથી માણસ વશ થાય છે.

૨ તે મૂળ, ગળે બાંધવાથી કંઠમાળ મટે છે.

૩ નાગરવેલના પાનમાં ખાધાથી વાક્યસિદ્ધિ થાય છે.

૪ કપૂર અષ્ટગંધ સાથે ઘસીને તિલક કરે તો રાજા અને પ્રજા વશ થાય.

૫ શંખાવળીનું મૂળ, ગાયના દૂધ સાથે ઘસીને પાયાથી સંતાન થાય છે તેમ ગર્ભ વધે છે.

૬ શંખાવળીનું ચૂર્ણ પાણીમાં ઘસી સ્નાન કરે તો બધાં દુઃખ જાય છે.

---

* આ નાજુક છોડ રેવાજીના કિનારાપર બહુ થાય છે. તે બે જાતનો થાય છે. એકને ધોળાં ફૂલ આવે છે ને બીજાને આસમાની રંગનાં ફૂલ આવે છે. બંનેની જાત એક સરખી છે. મહાદેવને ફૂલ ચઢે છે.

## ૩૩૦ ધોળી મુશળી કલ્પ

૧ ધોળીમુશળી છાસ સાથે ઘસીને પાયે તો તાવ જાય.

૨ મુશળીને પાણી સાથે ઘસીને પાય તો કમળો જાય.

૩ મુશળીને હરડેના પાણી સાથે ઘસીને દિન ત્રણ સાંજે પાઇએ તો ભાગ્યો પુરુષ ઠેકાણે આવે (પુરુષત્વ-પુરુષાર્થ આવે).

૪ મુશળીને લસણના રસ સાથે ઘસીને આપવાથી ભગંદર રોગ મટે છે.

૫ મુશળી સૂરણના રસ સાથે ઘસીને પાયાથી અજીર્ણ તથા મંદાગ્નિ મટે છે.

૬ મુશળી સૂરણના રસ સાથે ઘસીને આપ્યાથી હરસનો રોગ જાય છે.

૭ મુશળીને બળદના મૂત્રમાં ઘસીને પાયાથી અંતરગળનો રોગ જાય છે.

૮ મુશળીને ત્રિફળા સાથે ઘસીને પાયાથી રક્તપિત્ત મટે છે.

૯ મુશળીને મોથના ભૂકા સાથે ખવડાવ્યાથી કોઢ મટે છે.

૧૦ મુશળીને નાળીએરની કાચલી સાથે ઘસીને પાઇએ તો સાપનું ઝેર ઉતરે છે.

૧૧ મુશળી છાલીના મૂત્ર સાથે ઘસીને પાઇએ તો ઘેન મટે છે.

૧૨ મુશળી, મધ સાથે ઘસીને પાયાથી છાસીઓ પ્રમેહ મટે છે.

૧૩ મુશળીને ભૂરા કોળાના પાણી સાથે ઘસીને પાઇએ તો કઠોદર જાય છે.

## ૩૩૧ મરી કલ્પ

૧ મરીયાંને વાટી ગોળ સાથે ખવડાવ્યાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય, ને ભૂખ લાગે છે.

૨ મરી ટાંક ૨૧, અને ઝીંઝોટાની રાખ ટાંક ૨૧ એ બેને ઉના-ગરમ-પાણી સાથે આપવાથી કમળો મટે.

૩ મરી ટાંક ૨૧, સિંધવ ખાર ટાંક ૨૧ એ બેને વાટી ઘીએ મોહીને આપવાથી પાણી વિકાર મટે છે.

૪ મરી ટાંક ૩, લીંબોળી ટાંક ૩, સિંધવ ટાંક ૩, ગાયના ઘી સાથે દિન ત્રણ સુધી આપવાથી કુતરાનો તથા શિયાળનો હડકવા જાય છે.

૫ મરી, આદાના રસ સાથે આપ્યાથી સળેખમ જાય છે.

૬ મરીને ઘી સાથે પ્રભાતે ખાધાથી કામ બંધ–વીર્યસ્તંભન–થાય છે તેમ ધાત જતી મટે છે.

૭ મરીને પાણી સાથે આપ્યાથી ચિત્તભ્રમ વાયુ મટે.

૮ મરીને કરીઆતા સાથે ખવાડાવ્યાથી વાયુ મટે છે.

૯ મરીને તુલસીના પાનાંના રસ સાથે આપવાથી અનિદ્રાના રોગ જાય (ઊંઘ ન આવતી હોય તો આવે).

૧૦ મરીને સાકર સાથે ખાધાથી તેજ વધે.

૧૧ મરી, ખાંડના પાણી સાથે આપવાથી અતિસારનો રોગ જાય.

૧૨ મરીને ઘી સાથે ખવડાવ્યાથી કંઠસોસ મટે.

૧૩ મરીને તેલ સાથે ખવડાવ્યાથી આફરો જાય.

૧૪ મરીને અર્ડુસાના રસમાં ખવડાવ્યાથી સોજો ઉતરી જાય.

૧૫ મરીને વડવાઇના રસ અને દહીં સાથે દિન ત્રણ સુધી આપીએ તો અતિસાર જાય.

૧૬ મરી, વેઉના રસ સાથે આપ્યાથી રક્તપિત્ત જાય.

૧૭ મરીને એળીયા સાથે ખવડાવ્યાથી પેટની વ્યાધિ શમે.

૧૮ મરીને, સંચળ, અને સુંઠ સાથે ઉના પાણીમાં આપવાથી અજીર્ણ મટે છે.

૧૯ મરીને ગાયના મૂત્ર સાથે આપ્યાથી આફરો મટે.

૨૦ મરીને ગાયની છાશ સાથે દિન ૪૯ સૂધી ખવડાવ્યાં હોય તો પુરુષ-રોગ જાય (મર્દાઇ આવે.)

૨૧ મરીને છાલીની નીટ સાથે આપ્યું હોય તો કમળો મટે.

## ૩૩૨ ઉદર વિકારની દવા

**ઉપાય ૧ લો**—સાટોડી તોલા ૫, દેવદાર તોલા ૫, હરડેદળ ટાંક ૫, ગળો ટાંક ૫, લીંબડાની છાલ ટાંક ૫, પટોલ ટાંક ૫, સુંઠ ટાંક ૫, કડુ

ટાંક ૫, એ સર્વને ખાંડીને ત્રણ પડીકાં સમ ભાગે કરી રોજ એકેક પડીકાનો ઉકાળો કરીને પાવો.

## ૩૩૩ આઠ રોગ ઉપર એક દવા

**ઉપાય ૧ લો**—સુંઠ, પુષ્કરમૂળ, કડૂ, કચૂરો, ગલો, હળદર, આમળાં, સાજીખાર, પીપળી મૂળ, કલોંજી, ત્રાહેમાન, પિત્તપાપડો, અગર, ધમાસો, લોચન, બાલમરવો, તજ, દેવદારુ, મોથ, પટોલ, ચિત્રો, હરડે, એ જણસો સમ ભાગે લેઈ એકઠી કરીને ખાંડીને કપડછાણ કરવું ને પછી ફાકી ટાંક ૧ પ્રમાણે પાણી સાથે ઉતારવાથી નીચેના આઠ રોગ જાય.

દાહ, અસુધ (બેભાનપણું), ઘેન, પંડરોગ, છાતીનો રોગ, વાયુ, ભ્રમ ને કમળો.

## ૩૩૪ આંખનું ફુલું

**ઉપાય ૧ લો**—રાયેણનાં બીજ મરજી પ્રમાણે લઈ ૪ થી ૫ દિવસ સુધી સરસડાના (કાળીયા સરસના) પાનના રસમાં ખૂબ ખરળ કરીને પછી ૫ થી ૬ દિવસ સુધી વડના દૂધમાં ખરળ કરી આંજવાથી ફુલું મટે છે.

## ૩૩૫ ઉઠેલી આંખ

**ઉપાય ૧ લો**—આંખ ઉઠી હોય તો તે આંખ તરફના લમણા ઉપર જારના દાણા જેટલું ભીલામાના તેલનું ટપકું કરવાથી આંખ મટી જાય છે.

## ૩૩૬ ઢોરનું ફુલું

**ઉપાય ૧ લો**—એક સળી ઉપર કપાસ (રુ) વીંટીને ભીલામાના તેલમાં તે બોળીને ઢોરની આંખમાં જ્યાં ફુલું હોય તે ઉપર ચણાની દાળ જેટલા ભાગમાં ટપકું કરવું. ૮ દિવસ આ પ્રમાણે કરવાથી ઢોરની આંખનું ફુલું મટી જશે.

## ૩૩૭ છ વરસની હઠીલી ખાંસી

**ઉપાય ૧ લો**—સુંઠ તો. ૧, કાળા મરી તો. ૧, લવીંગ તો. ૧, આંબા હળદર તો. ૧, ખોરાસાની અજમો તો. ૧, વડાગરું મીઠું તો. ૧, અફીણ તો. ૦।, આ સર્વ જણસો ખાંડી કપડછાણ કરી રાખવું. પછી આકડાનાં ફુલની અંદરનાં રત્નાઇડાં કાઢીને ઉપલા ચૂર્ણમાં મેળવી ખરલમાં ખૂબ મેળવવું. ગોળી

વાળવા જેવી લુગદી થાય ત્યારે વટાણા જેવડી ગોળીઓ વાળી લેવી. તે ગોળી સવાર સાંજ બે વાર બબ્બે ગોળી આખી ગળી જવી. ગોળી ગળીને પાણી પીવું નહીં. આ ગોળીથી ત્રણ દિવસમાં ખાંસી મટે છે. બીજું દમ તથા ખાંસીવાળા દરદીઓને આ ગોળી આપવાથી ફાયદો થાય છે.

### ૩૩૮ ખરજવું

**ઉપાય ૧ લો**—પ્રથમ ખરજવા ઉપર ઘઉંના લોટની પોટીસ મારીને પકવવું. પાકે ત્યારે બાવચીનાં બીને સવારમાં ઉઠતાં જ મોં ધોયા વિના જ ચાવીને તે બીની થપોલી (લુગદી) બનાવીને ખરજવા ઉપર લગાવી દેવી. આ લુગદી ખરજવા ઉપર ચોંટી જશે ને સુકાઈ જશે. આપોઆપ ઉખડે નહી ત્યાં સૂધી ઉખેડવી નહીં-તેમ તે ભાગને પાણીથી પલળવા પણ ન દેવો. કદી થેપલી ઉખડી જાય તો ફરી પણ એ જ રીતે બાવચીના દાણા ચાવીને તેની લુગદી પ્રાતઃકાળમાં મૂકવી, જેથી તે ભોં લઇને ઉખડશે. આવી રીતે કરવાથી ખરજવું ત્રણ વરસનું હોય, તે પણ મટી જાય છે.

### ૩૩૯ સંગ્રહણી

**ઉપાય ૧ લો**—તોલા ૧૦ ઘઉં સારા ચોખા કરીને બાળી રાખ કરવી. મોર પીંછની ઉપરના ચાંડલા આશરે ૪૦ તેની પણ બાળી રાખ કરવી. છુવારી ખારેક ઉંચી જાતની તેની અંદરનો ઠળીઓ કાઢી નાંખવો. તે ખારેકની અંદર લસણની એકેક કળી તથા અફીણ વાલ એક ભરવું. એવી ત્રણ ખારેક ભરવી. પછી તે ખારેકોને ઘઉંના આટાની કણુકનો થર દેવો ને તેના ઉપર કપડમાટી કરી બંધ કરીને દેવતામાં બાળવી. પછી તે ખારેકોને પણ ઉપલી ખાખ સાથે મેળવવી. આ ખાખ બબ્બે આની ભાર વજને પાણી સાથે લેવાથી સંગ્રહણી મટે છે.

### ૩૪૦ કર્ણપાક

**ઉપાય ૧ લો**--ડમરો-તેનાં પાનનો રસ કાનમાં નાંખવાથી પાકેલો કાન મટે છે.

### ૩૪૧ પક્ષઘાત

**ઉપાય ૧ લો**--ડમરાનું તેલ કાઢીને ચોપડવાથી પક્ષઘાત, સંધિવા, જાનવો, કંપવા વગેરે વાનાં દરદોમાં ફાયદો થાય છે.

## ૩૪૨ ઘા તેલ

**ઉપાય ૧ લો**—કોઈ પણ પ્રકારનો જખમ થયો હોય તથા ધારાં ગુમડાં પડ્યાં હોય, તેને માટે નીચે પ્રમાણે ઘા તેલ બનાવી વાપરવું:–તલનું તેલ ૮ શેર, લીંબડાનાં પાનનો રસ તોલા ૨૨, મેંદીનાં પાનનો રસ તોલા ૨૨, વજ, રાળ, બોદાર, ધાપણુ, કાગળની રાખ, બકરાના હાડકાની રાખ, તેલીઓ દેવદાર, એ દરેક વસ્તુ એક એક તોલો; આંબા હળદર તથા દીકામારી દરેક ૦| તોલો લેવી. પ્રથમ તેલને ગરમ કરી અંદર બે ભીલામાં નાંખી કકડાવવાં. ભીલામાં અંદર બળી જાય એટલે કાઢી ફેંકી દેવાં. લીંબડાનો તથા મેંદીનો રસ તથા ડીકામારી અને આંબાહળદરને પાણીમાં ઘસી તેલમાં નાખવાં. પાણીનો ભાગ બળી જાય એટલે તેલ નીચે ઉતારવું. પછી તેમાં રાળ, બોદાર, ધાપણુ, કાગળની રાખ, હાડકાંની રાખ, એ સર્વે ખાંડી ચાળી બારીક કરીને તેલમાં નાંખવાં. હલાવીને આ તેલ શીશીમાં ભરવું.

**ઘા**—ડોડીનાં પાન વાઢી ઘીમાં કકડાવી ઘા ઉપર બાંધવાથી રુઝ આવે છે.

## ૩૪૩ ઉધરસ

**ઉપાય ૧ લો**—ડોડીનાં વેલામાંથી રોજ ૧૦૦ કુંપો (પાન) તાજાં લાવીને સવારમાં ખાલી પેટે એક માસ ખાવાથી સખ્ત ઉધરસ પણ મટે છે.

## ૩૪૪ કાન પાકયો હોય તેનો ઉપાય

**ઉપાય ૧ લો**—કાન પાકી તેમાંથી પરુ વહેતું હોય તો ખરસાણી એટલે ડાંડલીઆ થોરની ડાંડલીઓને ગરમ ગરમ રાખમાં ભારીને કે અંગારા ઉપર શેકી–ગરમ કરીને–તેમાંથી પાણી નીચોવી કાઢવું. તે પાણી શીશીમાં રાખવું. તેનાં ટીપાં કાનમાં રોજ બે વખત ત્રણ દિવસ સૂધી નાંખવાથી કાનનું પરુ બંધ થાય છે ને કાન મટે છે.

## ૩૪૫ ખસની દવા

**ઉપાય ૧ લો**—તીખાં એટલે મરી રૂ. ૧ ભાર તથા ચુલાની અંદરની લાલ થયેલી માટી (પોડાં) તેને ઝીણાં વાટી કપડેથી ચાળીને પછી એક પિત્તળની થાળીમાં નાંખી તેમાં સરસીયું તેલ મેળવીને એક પિત્તળના વાટવાથી ખુબ ઘુંટવું, ખુબ ચીકાશ આવે ત્યાં સૂધી ઘુંટવું. પછી તે મલમ એક ડબીમાં ભરવો–તેમાંથી

ખસ ઉપર લગાડવાથી ખસના કાચા દાણા ફૂટી જાય અને ફૂટેલા દાણા રુઝાઇ જાય.

### ૩૪૬ દાદરની સોગ

ઉપાય ૧ લો—લાકડીઓ ગંધક તોલા ૪, મોરથુથુ તો.૧, ખડીઓખાર, સાકર તો. ૧, ગુગળ તો. ૦ાા, કુવાડીયાનાં બી તો. ૧, બાબચી તો. ૧, રાળ તો. ૧, સર્વેનું ચૂર્ણ કરીને તેને લીંબુના રસમાં ખૂબ ઘુંટી ચીકણો મલમ બને એવું કરવું અને તેની સોગઠીઓ વાળવી–આ સોગઠી પાણીમાં ઘસીને દાદર ઉપર લગાવવી.

### ૩૪૭ સુકગળું

ઉપાય ૧ લો—નાના બાળકનું ગળું સુકાય છે અને હાથ પગ ગળી જાય છે ત્યારે લુગડાની એક પાટી બનાવી તેમાં લુણ (મીઠું) ભરવું. પછી બાળકનું ગળું પાણીથી ધોઈ માખણ તથા તલનું તેલ મેળવીને ખુબ ચોળવું–પછી પેલી મીઠાવાળી પાટી ગળે બાંધી દેવી. તેલ, માખણ તથા મીઠું મળવાથી સુકગળું મટે છે.

### ૩૪૮ તજાગરમી

ઉપાય ૧ લો—હાથ પગ ફાટે તેના ઉપર મૂળાના પાનનો રસ ચોપડવાથી મટે છે.

### ૩૪૯ મોંના મસા

ઉપાય ૧ લો—મોં ઉપર ઝીણા મસા નીકળે છે તે ખેરી નાખવા માટે નાગરવેલના પાનમાં કાથો ચુનો ચોપડીને તેની બીડી વાળવી ને તે બીડી મસા ઉપર ઘસવી. બીડીનો રસ મસાની અંદર તેના મૂળ સૂધી જશે, એટલે મસો ખરી પડશે.

### ૩૫૦ હરસ

ઉપાય ૧ લો—મૂળાના કાંદા તથા પાનની વચ્ચેનો લીલો ભાગ મૂળામાંથી કાઢીને તેમાંથી રસ કાઢવો. તેમાં ૩ તોલા ઘી નાંખીને સવારમાં ખાલી પેટે પી જવું. એવી રીતે ૪૦ દિવસ કરવાથી તુરતના થયેલા હરસ મટે છે.

## ૩૫૧ કમળાની દવા

**ઉપાય ૧ લો**--કળીચુનો ઉમરના પ્રમાણમાં એક વાલથી બે ત્રણ વાલ કળીચુનો બે ત્રણ રૂ. ભાર માખણમાં મેળવીને કમળાનો દરદી ચાર ૭ દહાડા સુધી ચાટે તો કમળો મટે છે અને અનેક દરદીઓ એ દવા વાપરે છે. માખણમાં મેળવી તે લેવામાં આવે છે.

## ૩૫૨ ખરજવું

**ઉપાય ૧ લો**—બકરીનું દુધ ૧ પ્યાલો ભરીને લેવું ને તેમાં ચણાની દાળ ત્રણ દિવસ સુધી ભીંજવી રાખવી. પછી દૂધમાંથી પલળેલી દાળ કાઢી લઇને બીજી વાટકીમાં નાંખવી. આ દાળને વાટીને ખરજવા ઉપર લગાવવી. વાટી રાખેલી દાળમાં ત્રણ ત્રણ દિવસે બે ચમચા બકરીનું દુધ નાંખવાથી તે દાળમાં કીડ નહી પડે. આઠ દિવસ સુધી આ પ્રમાણે કરવાથી ખરજવું તદ્દન મટી જાય છે ને ફરી થતું નથી.

## જુનું ખરજવું

**ઉપાય ૧ લો**—કપુર, કાળાં મરી, મોરથુથુ તથા કાથો દરેક ચીજ પૈસા પૈસાની બજારમાંથી આણી તે સર્વને ઠીકરાની ઠીબમાં બાળી ભૂકો કરવો ને મજબૂત બુચવાળી શીશીમાં તે ભૂકો ભરવો. સાણવતી ખરજવાવાળી જગા સાફ કરીને ખરજવાની ભીની જગા ઉપર ઉપલી દવાની ભૂકી રોજ દબાવવી. બળતરા અતિ બળવા લાગશે અને તે પીડાથી તાવ પણ આવી જશે. આઠ દિવસ આ ઉપાય કરવાથી ખરજવું સુકાઈ જશે અને દર ચોમાસે જરૂર ઉબળતું હશે તો આ ઉપાયથી ચોમાસાના બે માસમાં જ તે સમુળગું સુકાઈ જશે.

## ૩૫૩ ગાલપચોળાં

**ઉપાય ૧ લો**—આ રોગ બાળકને થાય છે. એ રોગ ચેપી હોય છે. ગાલ સુણી જાય છે અને ઘણીક વખતે થોડી ટાડ આવી તાવ આવે છે. વખતે ગાલપરની ગાંઠોમાં દરદ થાય છે. તે ચાર પાંચ રોજે મટી જાય છે. તેનો ઉપાય એ કે એક હલકો જુલાબ આપવો. ગાંઠો ઉપર શેક કરવો. ખોરાક હલકો દેવો. તેના ઉપર ચોપડવાની દવા—સોનાગેરુ, રાસ્ના, સુંઠ, બીજોરાનાં મૂળ તથા અરણીનાં મૂળ, પાણીમાં વાટી ચોપડવું.

## ૩૫૪ હેડકી

**ઉપાય ૧ લો**—ફટકડી ફુલાવેલી રતી ૪ ખાય તો તેથી હેડકી બંધ થાય છે. બીજું, કુંવારના રસમાં સુંઠનો ભુકો મેળવી ચાટવાથી પણ હેડકી બંધ થાય છે.

## ૩૫૫ મસા

**ઉપાય ૧ લો**—પાપડીઓખારો ફુલાવેલો તેની બરોબર કળીચુનો મેળવી તેના ત્રીજે ભાગે ડુંગળી નાખી પછી તે બારીક વાટી-મસા ઉપર ચોપડવાથી મોંના કે માથા ઉપરના મસા ખરી પડે છે. આ ઉપાય અનુભવેલો છે.

## ૩૫૬ શૂળ

**ઉપાય ૧ લો**—હરડાં, બહેડાં, કડુ, ગરમાળાનો ગોળ, એનો ઉકાળો કરી સાત દિવસ પીવાથી ચુંક મટે છે. અથવા હીંમજ, અતિવીશ, હીંગ, સંચળ, ઇંદરજવ, એ સરખે ભાગે લઈ ૦॥ તોલો ગરમ પાણી સાથે પીવાથી મટે છે.

## ૩૫૭ કોલેરા

**ઉપાય ૧ લો**—સુકાં મરચાં ને મીઠું ઉકાળીને અડધા અડધા કલાકે પીવાથી કોલેરા બંધ થાય છે. કોલેરાવાળાને અફીણવાળી દવા આપવી નહીં.

## ૩૫૮ રતાંધળાપણું

**ઉપાય ૧ લો**—ડોડીની ભાજી પાણીમાં બાફી સવારે તથા સાંજે નરણે કોઠે નવટાંક પાણીમાં પીવાથી પંદર દીવસમાં આરામ થાય છે. બીજું અરીડાની મીંજને પાણીમાં ઘશી આંખમાં આંજવાથી આરામ થાય છે.

## ૩૫૯ દાંતનું દરદ

**ઉપાય ૧ લો**—કપુર ને અફીણ મેળવી દાઢમાં ભરવાથી મટશે; બીજો ઉપાયઃ-લવીંગ તથા પીપરમીંટ તેલના પુમડાં પોલી દાઢમાં ભરવાથી દાઢ દુખતી બંધ થાય છે. ત્રીજો ઉપાયઃ-દાંતનું મંજન-કાથો તો. ૨, માયાં તો. ૧, કપૂર તો. ૦।, ચાક તો. ૪, બાવળની છાલ તો. ૨, સર્વે વાટી દાંતે ઘસવાથી મટે છે. દાંત કળતા પણ બંધ થાય છે.

## ૩૬૦ વરાધ

**ઉપાય ૧ લો**—આકડાનાં મૂળિયાંની છાલનો ભૂકો ૨૦ ઘઉંભાર, ધોળી ખાંડ ૨૬ ઘઉંભાર, લઈ મિશ્રણ કરી તેમાંથી ૫ ઘઉંભાર ચાર ચાર કલાકે પાવું. છાતી ઉપર અજમાનો સેક કરવો.

### ૩૬૧ આંચકી

**ઉપાય ૧ લો**—ટંકણખાર ફુલાવીને વાલ ૧ ધાવણમાં મેળવી આપવો.

**ઉપાય ૨ જો**—ગોરોચંદન ઘસીને પાવું.

### ૩૬૨ હડકવા

**ઉપાય ૧ લો**—કુકડવેલને પાણીમાં વાટી નવટાંક પાણી પાવાથી ઉલટી થશે ને ઝેર નીકળી આરામ થશે. (ઉપાય આકરો છે. ઉલટી ઝાડા સખ્ત થશે પણ દરદ જોખમ ભરેલું છે, માટે આ ઉપાય કરતાં ડરવાની જરૂર નથી.)

### ૩૬૩ રતવા

**ઉપાય ૧ લો**—જૂના વાંસની ગાંઠ ઘસી ચોપડવાથી અગ્નિ શાંત થાય છે; પછી હેમકંદ, રતવેલીઓ, કાળો હંસરાજ, ચીનીકબાલા, વાળો, સુખડ, સોનાગેરુ, વિગેરે ચોપડવાથી આરામ થાય છે.

### ૩૬૪ દમ

**ઉપાય ૧ લો**—એળીઓ મધ સાથે ચાટવાથી ફાયદો થાય છે.

### ૩૬૫ મોઢાના ખીલ

**ઉપાય ૧ લો**—મઠનો લોટ સરકામાં ભીંજવી મોઢા ઉપર ચોપડવાથી ખીલ મટે છે.

### ૩૬૬ મરડો

**ઉપાય ૧ લો**—અરડુસો તો. ૧ સાકર સાથે દૂધમાં પીવાથી મટે છે.

### ૩૬૭ ગળું પડવું

**ઉપાય ૧ લો**—સિંધવ, વજ, બાવચી, હળદર, મરી, પીપર, મધ સાથે ચટાડવાથી આરામ થાય છે.

### ૩૬૮ આધાશીશી

**ઉપાય ૧ લો**—વજ, પીપર, મરી, સુંઠ, પાણી સાથે વાટી સુંઘવાથી મટે છે.

### ૩૬૯ હરસ

**ઉપાય ૧ લો**—અફીણ તો. ૦ાા, માયાંફળની ભુકી તો. ૧, માખણ તો. ૩ માં મેળવી ચોપડવાં. અથવા મરી, તો. ૧, શુંઠ તો. ૩, પીપર તો. ૨, ચીત્રો તો. ૪, સુરણ સોળ તોલા એ સર્વેની ગોળમાં ગોળી કરી ખાવાથી આરામ થાય છે. મીઠાનું પાણી ચોપડવાથી મૂળમાંથી ખરી પડે છે.

## 'ગુજરાતી' પ્રેસમાંથી પ્રકટ થયેલાં સંસ્કૃત પુસ્તકો

પુસ્તકનું નામ | કિમ્મત

### संस्कृत ग्रन्थो

| | |
|---|---|
| श्रीमद्भगवद्गीतायाः प्रथमो गुच्छः—आनन्दगिरिकृतटीकासंवलितशांकरभाष्य—जयतीर्थविरचितटीकासंवलितानन्दतीर्थीय (माध्व) भाष्य—रामानुजभाष्य—पुरुषोत्तमजीप्रकाशितामृततरङ्गिणी—नीलकण्ठीसमेतः ... ... | ६- ०-० |
| श्रीमद्भगवद्गीतायाः द्वितीयो गुच्छः। प्रथमषट्कम्—निम्बार्कमतानुयायिश्रीकेशवकाश्मीरिभट्टाचार्यपादप्रणीता—'तत्त्वप्रकाशिका' श्रीमधुसूदनसरस्वतीकृता—'गूढार्थदीपिका' श्रीशङ्करानन्दप्रणीता—'तात्पर्यबोधिनी' श्रीधरस्वामिकृता—'सुबोधिनी' श्रीसदानन्दविरचितः—'भावप्रकाशः' श्रीधनपतिसूरिविरचिता—'भाष्योत्कर्षदीपिका' दैवज्ञपण्डितश्रीसूर्यविरचिता—'परमार्थप्रपा' पूर्णप्रज्ञमतानुसारिश्रीराघवेन्द्रकृतः—'अर्थसंग्रहः' इत्येताभिर्व्याख्याभिः समेतः | ३-१२-० |
| द्वितीयो गुच्छः। द्वितीयं षट्कम्—षष्ठादिद्वादशाध्यायान्तम् तत्त्वप्रकाशिकाद्यष्टटीकोपेतम् ... ... ... | ३-१२-० |
| द्वितीयो गुच्छः। तृतीयं षट्कम्। त्रयोदशाध्यायमारभ्यासमाप्ति। तत्त्वप्रकाशिकाद्यष्टटीकोपेतम्। मूल्यम् रू ... | ३- ८-० |
| उत्तरगीता—गौडपादीयदीपिकाख्यव्याख्यायुता ... | ०- ३-० |
| महाभारतविराटपर्व—नीलकण्ठकृतभारतभावदीप—अर्जुनमिश्रकृतदीपिका—चतुर्भुजमिश्रकृतप्रकाश—सर्वज्ञनारायणकृतभारतार्थप्रकाश—विमलबोधकृतदुर्घटार्थप्रकाशिनी—रामकृष्णकृतविरोधार्थभञ्जनी—विषमपदविवरण—वादिराजतीर्थविरचितलक्षाभरणाख्याष्टटीकोपेतं विपुलपाठभेदसहितं च। | ३- ८-० |
| चंद्रालोकः—वैद्यनाथकृतटीकासहितः ... ... | ०- ८-० |
| स्तोत्रमुक्ताहारः—स्तोत्रसंख्या २५६ ... ... | ०- ८-० |
| संस्कारमयूखः—शंकरभट्टकृतः ... ... ... | ०-१२-० |